'જૈન સમાચાર'ના ગ્રાહકોને ૧૯૦૮ની સાલની ચોથી ભેટ.

શાળોપયોગી

# જૈન પ્રશ્નોત્તર.

જૈનશાળાઓ તથા જૈનધર્મનું પ્રાથમિક જ્ઞાન લેવા ઇચ્છનારાઓ માટે,

લખનાર

મી. ઝવેરચંદ જાદવજી,

શિક્ષક, જૈનશાળા, માંગરોલ.

માંગરોલ નિવાસી શાહ મોતીચંદ પ્રેમચંદ તથા
શાહ કાળીદાસ પ્રેમચંદ તરફથી ત્હેમના
સ્વર્ગવાસી માતુશ્રી બાઇ જમનાની
સદ્ગતિ અર્થે ભેટ આપવા

પ્રસિદ્ધ કર્ત્તા,

'जैन समाचार' ऑफिस—अमदावाद.

સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસ, પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

વીર સમ્વત્ ૨૪૩૪.

# શાળોપયોગી જૈન પ્રશ્નોત્તર.

જૈન શાળાઓ માટે વાંચનમાળાનાં ઇલાયદાં પુસ્તકોની ખોટ હોવાથી આપણી જૈન શાળાઓમાં હાલ જે કાંઈ શિક્ષણ આપવામાં આવે છે તે બીલકુલ શિક્ષકોની સ્વેચ્છા ઉપર આધાર રાખતું હોય છે. અને ઘણે ભાગે શિક્ષકો હલકા પગારના હોવાથી કેવળ એમની સ્વેચ્છા ઉપરજ જે કામનો આધાર હોય અને જ્હેનું ધોરણ નિશ્ચિત થયેલું ન હોય તે કામના સારા પરિણામની આશા ભાગ્યેજ રાખી શકાય. આમ હોવાથી આપણા ધર્મ શિક્ષણ માટે ખાસ 'સિરિઝ' તૈયાર થવાની મ્હોટી જરૂર છે અને એ જરૂર ઉપર અમોએ અવારનવાર જૈન કોમનું લક્ષ ખેંચેલું છે. જાણીને આનંદ થાય છે કે, માંગરોળ જૈનશાળાના શિક્ષક મી. ઝવેરચંદ જાદવજીએ આ રસ્તે પ્રયાસ આદર્યો છે અને એ પ્રયાસ જૈન કોમને હિતાવહ થઇ પડે તેવો છે. એ ભાઇ તરફથી જૈન શાળાના બાળકોને શિખવવા લાયક તથા જૈન ધર્મ સંબંધી જ્ઞાન મેળવવા ઇચ્છિનાર પુખ્ત ઉમરના લોકોને એ ધર્મમાં પ્રવેશ કરાવી શકે એવા કેટલાક પાઠો સહેલા અને ટુંકા પ્રશ્નોત્તરના રૂપમાં ગોઠવ્યા છે, જે આ નિચે પ્રગટ કરીએ છીએ. આ પ્રશ્નો જેમ વિચાર પૂર્વક યોજાયા છે તેમ ત્હેના ઉત્તરોમાં જૈન શાસ્ત્રનું ગંભીર તત્ત્વજ્ઞાન અને વ્યવહારનો દીર્ઘ અનુભવ સમાયલો છે. એજ કારણથી અમે આ માસિકના અંકોમાં તે પ્રગટ કરવાનું વ્યાજબી ધાર્યું છે.

---

## મનોયત્ન ૧ લોકાલોક.

(૧) પ્રશ્ન:—*આ દુનિયાને આપણા શાસ્ત્રમાં શું કહે છે?

ઉત્તર:—લોક.

---

* "પ્રશ્ન, એ મનનું જાણે હળ છે. હળ જેમ જમીનનું વિત્ત કેવું છે તે બહાર આણી આપણને જણાવે છે, અને વળી તેને ફળવાન કરે છે, તેમ પ્રશ્ન મનને કરે છે, છોકરાના મનમાં કેટલું જ્ઞાન છે તેથી આપણને જાણીતા કરે છે. અને વધારે જ્ઞાન લેવાને મનને ખેડી લાયક કરે છે. વળી તે પોતાની અણી છોકરાને ભોંકીને તેમને જાગૃત કરે છે. સવાલ, બુદ્ધિને શરાણે ચડાવી તીક્ષ્ણ કરે છે."

'કેળવણી પ્રકાર.'

(૨) પ્રશ્ન:—લોકના મુખ્ય વિભાગ કેટલા અને કયા કયા ?
ઉત્તર:—ત્રણ; ઉર્ધ્વલોક, અધોલોક, અને ત્રીછોલોક.

(૩) પ્રશ્ન:—આપણે કયા લોકમાં રહીએ છીએ ?
ઉત્તર:—ત્રીછા લોકમાં.

(૪) પ્રશ્ન:—ઉર્ધ્વ લોકમાં મુખ્યત્વે કોણ રહે છે ?
ઉત્તર:—વૈમાનીક દેવતાઓ.

(૫) પ્રશ્ન:—અધો લોકમાં મુખ્યત્વે કોણ રહે છે ?
ઉત્તર:—નારકી.

(૬) પ્રશ્ન:—ઉર્ધ્વ તથા અધો એટલે શું ?
ઉત્તર:—ઉર્ધ્વ એટલે ઉંચા અને અધો એટલે નીચા.

(૭) પ્રશ્ન:—લોક કેવડો છે ?
ઉત્તર:—અસંખ્યાતા જોજન લાંબો, પહોળો અને ઉંચો.

(૮) પ્રશ્ન:—અસંખ્યાતા એટલે શું ?
ઉત્તર:—ગણ્યા ગણાય નહિ તેટલા.

(૯) પ્રશ્ન:—લોકને ફરતું શું છે ?
ઉત્તર:—અલોક.

(૧૦) પ્રશ્ન:—અલોક કેવડો છે ?
ઉત્તર:—અનંતો.

(૧૧) પ્રશ્ન:—અનંતો એટલે ?
ઉત્તર:—જેનો અંત એટલે છેડો નહિ તે.

(૧૨) પ્રશ્ન:—લોક મોટો કે અલોક ?
ઉત્તર:—અલોક.

(૧૩) પ્રશ્ન:—અલોકમાં શું છે ?
ઉત્તર:—એકલું આકાશ છે, બીજું કંઈજ નથી.

(૧૪) પ્રશ્ન:—લોક અને અલોક બંન્ને મળીને શું કહેવાય છે ?
ઉત્તર:—લોકાલોક.

---

## મનોયત્ન ૨. પંચ પરમેષ્ઠિની ઓળખ.

(૧) પ્રશ્ન:—લોકાલોક સંપૂર્ણપણે કોણ જાણી દેખી શકે છે ?
ઉત્તર:—પરમેશ્વર.

(૨) પ્રશ્ન:—આપણે અહીં વાતચીત કરીએ છીએ તે પરમેશ્વર જાણે?
ઉત્તર:—હા, તે સર્વ જાણે છે.

(૩) પ્રશ્ન:—સર્વ જાણે તે કેવા કહેવાય?
ઉત્તર:—સર્વજ્ઞ.

(૪) પ્રશ્ન:—સર્વજ્ઞ કોને કોને કહેવાય?
ઉત્તર:—સિદ્ધ ભગવંતને તથા અરિહંત દેવને.

(૫) પ્રશ્ન:—સિદ્ધ ભગવંત કયાં રહે છે?
ઉત્તર:—સિદ્ધ ક્ષેત્રમાં.

(૬) પ્રશ્ન:—સિદ્ધ ક્ષેત્ર કયાં છે?
ઉત્તર:—લોકને મસ્તકે, અલોકની નીચે.

(૭) પ્રશ્ન:—સિદ્ધ ભગવંતને કેટલા હાથ હોય?
ઉત્તર:—હાથ ન હોય, કારણકે તેમને શરીર ( કે જે જડ પદાર્થ છે તે ) નથી.

(૮) પ્રશ્ન:—સિદ્ધ ભગવંત અહીં કયારે આવે?
ઉત્તર:—ન આવે; કારણ કે આવવાનું કારણજ નથી.

(૯) પ્રશ્ન:—અરિહંત દેવ એટલે શું?
ઉત્તર:—કર્મરુપ શત્રુને હણનાર.

(૧૦) પ્રશ્ન:—કર્મ એટલે શું?
ઉત્તર:—જીવની સાથે રહીને સંસારનાં સુખદુઃખ આપનાર.

(૧૧) પ્રશ્ન:—કર્મ કેટલી જાતનાં છે?
ઉત્તર:—આઠ જાતનાં.

(૧૨) પ્રશ્ન:—તમે કર્મ દીઠાં છે?
ઉત્તર:—ના, તે આપણાથી ન દેખાય.

(૧૩) પ્રશ્ન:—તમારી પાસે કેટલાં કર્મ છે?
ઉત્તર:—આઠ.

(૧૪) પ્રશ્ન:—સિદ્ધ ભગવંત પાસે?
ઉત્તર:—એકકે નહિ.

(૧૫) પ્રશ્ન:—અરિહંત દેવ પાસે?
ઉત્તર:—ચાર કર્મ.

(૧૬) પ્રશ્ન:—અરિહંત દેવને કેટલા હાથ હોય?
ઉત્તર:—બે.

(૧૭) પ્રશ્ન:—તેઓ ખાય શું ?

ઉત્તર:—સાધુની પેઠે અચેત આહાર.

(૧૮) પ્રશ્ન:—સિદ્ધ ભગવંત શું ખાય ?

ઉત્તર:—કંઈ ન ખાય. (તેમને શરીર નથી તો ભુખ ક્યાંથી હોય ?)

(૧૯) પ્રશ્ન:—હાલ આ લોકમાં અરિહંત કેટલા છે ?

ઉત્તર:—વીશ.

(૨૦) પ્રશ્ન:—તેઓ કયા લોકમાં છે ?

ઉત્તર:—*ત્રીછાલોકમાં.

(૨૧) પ્રશ્ન:—ત્રીછાલોકના કયા ક્ષેત્રમાં ?

ઉત્તર:—મહાવિદેહ ક્ષેત્રમાં.

(૨૨) પ્રશ્ન:—મહાવિદેહ કેટલા છે ?

ઉત્તર:—પાંચ.

(૨૩) પ્રશ્ન:—અરિહંત દેવ મરીને ક્યાં જાય ?

ઉત્તર:—મોક્ષે જાય.

(૨૪) પ્રશ્ન:—આપણા ભરત ક્ષેત્રમાં છેલ્લા અરિહંત કોણ થયા ?

ઉત્તર:—મહાવિર પ્રભુ, બીજું નામ વર્ધમાન સ્વામી.

(૨૫) પ્રશ્ન:—તેઓ હાલમાં ક્યાં છે ?

ઉત્તર:—સિદ્ધ ક્ષેત્રમાં.

(૨૬) પ્રશ્ન:—નવકાર મંત્ર બોલો ?

ઉત્તર:—નમો અરિહંતાણં; નમો સિદ્ધાણં: નમો આયરિયાણં; નમો ઉવજ્ઝાયાણં; નમો લોએ-સવ્વ સાહુણં.

(૨૭) પ્રશ્ન:—નમો એટલે શું ?

ઉત્તર:—નમસ્કાર હોજો.

(૨૮) પ્રશ્ન:—અરિહંતાણં એટલે શું ?

ઉત્તર:—અરિહંત દેવને.

(૨૯) પ્રશ્ન:—સિદ્ધાણં એટલે શું ?

ઉત્તર:—સિદ્ધ ભગવંતને.

(૩૦) પ્રશ્ન:—અરિહંત અને સિદ્ધ એ બેમાં મોટા કોણ ?

ઉત્તર:—સિદ્ધ.

---

* પશ્ચિમ મહાવિદેહે (જંબુદ્વીપમાં) અધોગામ વિજય આશ્રી અધોલોક-માં પણ તીર્થંકર છે. પરંતુ બહોળતાએ ત્રીછા લોકમાં કહેવા.

(૩૧) પ્રશ્ન:—ત્યારે અરિહંતને પ્રથમ નમસ્કાર શા માટે કરીએ છીએ ?
ઉત્તર:—તેમણે (અરિહંતે) સિદ્ધને ઓળખાવ્યા તેથી વિવેક ખાતર.

(૩૨) પ્રશ્ન:—અરિહંત કેવા હોય ?
ઉત્તર:—સાધુજીના જેવા.

(૩૩) પ્રશ્ન:—સિદ્ધ ભગવંત કેવા છે ?
ઉત્તર:—નિરંજન. નિરાકાર.

(૩૪) પ્રશ્ન:—નિરંજન એટલે શું ?
ઉત્તર:—જેને કર્મરૂપી અંજન-મેલ નથી તે.

(૩૫) પ્રશ્ન:—નિરાકાર એટલે શું ?
ઉત્તર:—જેનો આકાર નહિ તે.

(૩૬) પ્રશ્ન:—નમો આયરિયાણં એટલે શું ?
ઉત્તર:—આચાર્યજીને નમસ્કાર.

(૩૭) પ્રશ્ન:—આચાર્ય કોને કહેવાય ?
ઉત્તર:—પોતે શુદ્ધ આચાર પાળે અને બીજાને પળાવે તે આચાર્ય.

(૩૮) પ્રશ્ન:— આચાર્યમાં કેટલા ગુણ હોય ?
ઉત્તર:—છત્રીશ. *

(૩૯) પ્રશ્ન:—અરિહંતમાં કેટલા ગુણ હોય ?
ઉત્તર:—બાર.*

(૪૦) પ્રશ્ન:—આચાર્ય મોટા કે અરિહંત ?
ઉત્તર:—અરિહંત.

(૪૧) પ્રશ્ન:—સિદ્ધ ભગવંતમાં કેટલા ગુણ હોય ?
ઉત્તર:—આઠ.

(૪૨) પ્રશ્ન:—નવકાર મંત્રના ચોથા પદમાં કોને નમસ્કાર કરવાનું કહ્યું ?
ઉત્તર:—ઉપાધ્યાયજીને.

(૪૩) પ્રશ્ન:—ઉપાધ્યાય કોને કહેવાય ?
ઉત્તર:—શુદ્ધ સુત્રાર્થ પોતે ભણે અને બીજાને ભણાવે તેને.

(૪૪) પ્રશ્ન:—આપણી નિશાળમાં કોણ ઉપાધ્યાય ?
ઉત્તર:—કોઈ નહિ.

(૪૫) પ્રશ્ન:—ઉપાધ્યાયજીમાં કેટલા ગુણ હોય ?
ઉત્તર:—પચીશ.*

આગળ કહેવાશે.

(૪૬) પ્રશ્ન:—ઉપાધ્યાય મોટા કે આચાર્ય ?
ઉત્તર:—આચાર્ય.

(૪૭) પ્રશ્ન:—નવકારનું પાંચમું પદ બોલો ?
ઉત્તર:—નમો લોએ—સવ્વ સાહુણં.

(૪૮) પ્રશ્ન:—લોએ એટલે ?
ઉત્તર:—લોકમાં.

(૪૯) પ્રશ્ન:—સવ્વ સાહુણં એટલે ?
ઉત્તર:—સર્વ સાધુજીને. (પાંચમા પદનો અર્થ એવો છે કે લોકમાં જેટલા સાધુ છે તે સર્વને નમસ્કાર.)

(૫૦) પ્રશ્ન:—સાધુજીમાં કેટલા ગુણ હોય ?
ઉત્તર:—સત્તાવીશ.*

(૫૧) પ્રશ્ન:—નવકાર મંત્રમાં કેટલાને નમસ્કાર કરવાનું કહ્યું છે ?
ઉત્તર—પાંચને.

(૫૨) પ્રશ્ન:—કયા પાંચને ?
ઉત્તર:—અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુજી.

(૫૩) પ્રશ્ન:—એ પાંચે મળીને શું કહેવાય ?
ઉત્તર:—પંચ પરમેષ્ટિ.

(૫૪) પ્રશ્ન:—પંચ પરમેષ્ટિના કેટલા ગુણ ?
ઉત્તર:—એકસો આઠ.

(૫૫) પ્રશ્ન:—પંચ પરમેષ્ટિમાં સાધુપણું કેટલા પાળે છે ? અને કયા કયા ?
ઉત્તર:—ચાર; અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુજી.

(૫૬) પ્રશ્ન:—સિદ્ધ ભગવંત શું કરે છે ?
ઉત્તર:—આનંદ અથવા અનંત સુખની લહેરમાં બિરાજી રહ્યા છે.

(૫૭) પ્રશ્ન:—પંચ પરમેષ્ટિમાં માણસ કેટલા ?
ઉત્તર:—ચાર (સિદ્ધ ભગવંત સિવાય.)

---

## મનોયત્ન ૩ જું જીવ—તત્વ તથા અજીવ—તત્વ.

(૧) પ્રશ્ન:—આપણા શરિર ઉપર અગ્નિનો તણખો પડે તો શું થાય ?
ઉત્તર:—વેદના થાય.

---

* આગળ કહેવાશે.

(૨) પ્રશ્નઃ—માણસ મરી જાય પછી તેના શરીરને શું કરે છે ?
ઉત્તરઃ—અગ્નિમાં સળગાવી દે છે.

(૩) પ્રશ્નઃ—તેને વેદના નહિ થતી હોય ?
ઉત્તરઃ—ના; તેને વેદના ન થાય.

(૪) પ્રશ્નઃ—શા માટે ન થાય ?
ઉત્તર—તેનામાં જીવ નથી.

(૫) પ્રશ્નઃ—ક્યાં સુધી આપણને દુઃખ સુખ જાણવામાં આવે છે ?
ઉત્તરઃ—શરીરમાં જીવ છે ત્યાં સુધી.

(૬) પ્રશ્નઃ—ત્યારે સુખ દુઃખ કોણ જાણે છે ? શરીર કે જીવ ?
ઉત્તરઃ—જીવ સુખ દુઃખ જાણે છે.

(૭) પ્રશ્નઃ—તમે જીવ દીઠા છે ?
ઉત્તરઃ—ના, તે આપણાથી દેખી શકાતો નથી,

(૮) પ્રશ્નઃ—શરીરમાં જીવ કઈ જગાએ રહેતો હશે ?
ઉત્તરઃ—આખા શરીરમાં [ સર્વાંગે ] જીવ વ્યાપી રહ્યો છે.

(૯) પ્રશ્નઃ—કોની પેઠે !
ઉત્તરઃ—તલમાં તેલ રહે છે તેની પેઠે ?

(૧૦) પ્રશ્નઃ—જીવ મરે કે નહિ ?
ઉત્તરઃ—જીવ કદી ન મરે.

(૧૧) પ્રશ્નઃ—ત્યારે મરી જવું એટલે શું ?
ઉત્તરઃ—શરીરમાંથી જીવનું જતા રહેવું, જીવ કાયાનું જૂદું પડવું.

(૧૨) પ્રશ્નઃ—જીવ શરીર છોડીને ક્યાં જાય ?
ઉત્તરઃ—બીજા શરીરમાં ઉપજે.

(૧૩) પ્રશ્નઃ—બધા જીવને બીજા શરીરમાં ઉપજવું પડે ?
ઉત્તરઃ—સિદ્ધ થાય તેમને બીજા શરીરમાં ઉપજવું ન પડે.

(૧૪) પ્રશ્નઃ—જીવ **લોકમાં** ઝાઝા છે કે **અલોકમાં** ?
ઉત્તરઃ—અલોકમાં એકલું આકાશ છે; ત્યાં જીવ એક પણ નથી. લોકમાં અનંતા જીવ ભર્યા છે.

(૧૫) પ્રશ્ન:—લોકમાં જીવ વગરનું કોઈ પણ સ્થળ હશે ?
ઉત્તર:—ના, એક સોયના અગ્ર ભાગ જેટલો પણ આ લોકમાં જીવ વિનાની ખાલી જગા નથી.

(૧૬) પ્રશ્ન:—જીવનું બીજું નામ શું ?
ઉત્તર:—આત્મા.

(૧૭) પ્રશ્ન:—હાથીનો આત્મા મોટો કે કીડીનો ?
ઉત્તર:—બન્નેનો આત્મા સરખો છે.

(૧૮) પ્રશ્ન:—હાથી મરીને કીડી થાય તો તેનો જીવ એવડા નાના શરીરમાં કેમ સમાઈ શકે ?
ઉત્તર:—એક દીવો આખા ઓરડામાં અજવાળું આપે છે; પણ તેજ દીવા ઉપર એક વાસણ ઢાંકીએ તો તેટલાજ ભાગમાં તેનું અજવાળું સમાઇ જાય છે. તેવી રીતે જીવ પણ શરીર પ્રમાણે વ્યાપીને રહે છે.

(૧૯) પ્રશ્ન:—જીવ આપણા દેખવામાં આવે છે કે નહિ ?
ઉત્તર:—ના, તે અરૂપી છે.

(૨૦) પ્રશ્ન:—ત્યારે આપણે જે જે ચીજો જોઈ શકીએ તે બધી કેવી કહેવાય ?
ઉત્તર:—અજીવ.

(૨૧) પ્રશ્ન:—જીવ અને અજીવમાં શો ફેર ?
ઉત્તર:—જીવનું ચૈતન્ય લક્ષણ છે: અને અજીવ અચેતન એટલે જડ છે.

(૨૨) પ્રશ્ન:—આપણું શરીર જીવ કે અજીવ ?
ઉત્તર:—અજીવ.

(૨૩) પ્રશ્ન:—ત્યારે એ જડ પદાર્થ પોતાની મેળે હાલી ચાલી કેમ શકે ?
ઉત્તર:—તેમાં જીવ હોય ત્યાં સુધી તે જીવની શક્તિથી હાલી ચાલી શકે પછી તેનાથી કશુંએ ન થાય.

(૨૪) પ્રશ્ન:—સર્વ પદાર્થોનો કયા બે તત્વમાં સમાવેશ થઇ જાય છે ?
ઉત્તર:—જીવ તત્વ અને અજીવ તત્વમાં; અથવા ચેતન અને જડમાં.

# મનોયત્ન ૪ થું–દ્વીપ સમુદ્ર.

[ ૧ ] પ્રશ્ન:—દ્વીપ એટલે શું ?
ઉત્તર:—ચોતરફ પાણી અને વચમાં જમીન હોય તેને દ્વીપ કહે છે.

[ ૨ ] પ્રશ્ન:—એવા દ્વીપ કેટલા છે ?
ઉત્તર:—અસંખ્યાતા–ગણ્યા ગણાય નહિ તેટલા.

[ ૩ ] પ્રશ્ન:—એ બધા દ્વીપ કયા લોકમાં છે ?
ઉત્તર:—ત્રીછાલોકમાં.

[ ૪ ] પ્રશ્ન:—દ્વીપને ફરતું શું હોય ?
ઉત્તર:—સમુદ્ર.

[ ૫ ] પ્રશ્ન:—સમુદ્ર કેટલા છે ?
ઉત્તર:—અસંખ્યાતા.

[ ૬ ] પ્રશ્ન:—દ્વીપ ઝાઝા કે સમુદ્ર ?
ઉત્તર:—બન્ને સરખા છે.

[ ૭ ] પ્રશ્ન:—તેનું કારણ શું ?
ઉત્તર:—એક દ્વીપ તેને ફરતો બીજો સમદ્ર હોય; તેને ફરતો વળી બીજો દ્વીપ; તેને ફરતો વળી સમુદ્ર; એમ એક દ્વીપ ને એક સમુદ્ર ત્રીછાલોકમાં અનુક્રમે આવેલા છે.

[ ૮ ] પ્રશ્ન:—તે બધાની વચ્ચોવચ કયો દ્વીપ આવેલો છે ?
ઉત્તર:—જંબુદ્વીપ.

[ ૯ ] પ્રશ્ન:—આપણે કયાં રહીએ છીએ ?
ઉત્તર:—જંબુદ્વીપમાં.

[ ૧૦ ] પ્રશ્ન:—જંબુદ્વીપને ફરતું શું છે ?
ઉત્તર:—લવણ સમુદ્ર.

[ ૧૧ ] પ્રશ્ન:—લવણ સમુદ્રમાં જવું હોય તો કઈ દિશાએ ચાલવું ?
ઉત્તર:—ચારે દિશાએથી લવણ સમુદ્ર આવે; કેમકે તે ચોતરફ ફરી વળ્યો છે.

[ ૧૨ ] પ્રશ્ન:—લવણ સમુદ્ર એટલે કેવો સમુદ્ર ?
ઉત્તર:—ખારો સમુદ્ર.

[ ૧૩ ] પ્રશ્નઃ—જંબુદ્વીપનો આકાર કેવો છે ?
ઉત્તરઃ—ગોળ; રૂપિયા જેવો.

[ ૧૪ ] પ્રશ્નઃ—લવણુ સમુદ્રનો આકાર કેવો છે ?
ઉત્તરઃ—તેનો આકાર પણ ગોળ છે. પરંતુ તેની વચમાં જંબુદ્વીપ આવેલો છે તેથી તેનો આકાર કંકણના જેવો ફરતો ગોળ છે.

[ ૧૫ ] પ્રશ્નઃ—જંબુદ્વીપ કેવડો છે ?
ઉત્તરઃ—લાખ યોજનનો લાંબો પહોળો છે.

[ ૧૬ ] પ્રશ્નઃ—લવણ સમુદ્ર કેવડો છે ?
ઉત્તરઃ—બે લાખ યોજનનો ( પહોળપણે. )

[ ૧૭ ] પ્રશ્નઃ—જંબુદ્વીપના જેવડા લવણુ સમુદ્રમાં કેટલા ખંડ સમાય (જળ-પૃષ્ટ ઉપર સ્થાપેલા કલ્પીએ તો ) ?
ઉત્તરઃ—ચોવીશ. (જંબુદ્વીપથી લવણુ સમુદ્રે ૨૪ ગણી વધારે જગા રોકી છે.)

[ ૧૮ ] પ્રશ્નઃ—તેનું કારણ શું ?
ઉત્તરઃ—એક લાખ યોજનનો જંબુદ્વીપ અને તેની બંને બાજુ બે બે લાખ યોજનમાં લવણ સમુદ્ર છે. હવે તે બંને સાથે લઈએ તો તેની લંબાઈ પહોળાઇ ૫ લાખ યોજનની છે. હવે એક રૂપિયાની લંબાઇ પહોળાઇથી પાંચ ગણી લંબાઇ પહોળાઇનું ( ગોળ અને રૂપિયા જેવું જાડું ) એક પતરૂં હોય તો તેમાંથી ૨૫ રૂપિઆ પડે. તેવીજ રીતે પાંચ લાખ યોજનના લાંબા પહોળા ક્ષેત્રના ૨૫ ખંડ થાય. તેમાં એક ભાગમાં જંબુદ્વીપ અને ૨૪*ભાગમાં લવણુ સમુદ્ર છે.

[ ૧૯ ] પ્રશ્નઃ—લવણુ સમુદ્રને ફરતો કયો દ્વીપ છે ?
ઉત્તરઃ—ધાતકી ખંડ દ્વીપ.

[ ૨૦ ] પ્રશ્નઃ—ધાતકી ખંડ કેવડો છે ?
ઉત્તરઃ—તેનો પટ ૪ લાખ યોજનનો છે.

[ ૨૧ ] પ્રશ્નઃ—જંબુદ્વીપ જેવડા ધાતકી ખંડમાં કેટલા ખંડ સમાય ?
ઉત્તરઃ—૧૪૪. ( ૧૩×૧૩=૧૬૯−૨૫=૧૪૪ )

[ ૨૨ ] પ્રશ્નઃ—ધાતકી ખંડને ફરતું શું છે ?
ઉત્તરઃ—કાળોદધિ નામે સમુદ્ર.

---

* શિક્ષકે દ્રષ્ટાંત કે પ્રયોગ વડે સમજાવવું પણ ગોખાવવું નહિ. મોટી ઉમરના વિદ્યાર્થીઓને ગોળનું પૃષ્ટફળ કાઢવાની રીત શિખવવાથી ઉપલી બાબત સહેજ સમજાશે.

[ ૨૩ ] પ્રશ્ન:—કાળોદધિ સમુદ્ર કેવડો છે?
ઉત્તર:—તેનો પટ ૮ લાખ યોજનનો છે.

[ ૨૪ ] પ્રશ્ન:—જંબુદ્વીપ જેવડા કાળોદધિમાં કેટલા ખંડ સમાય?
ઉત્તર:—૬૭૨. ( ૨૯×૨૯=૮૪૧-૧૬૯=૬૭૨ )

[ ૨૫ ] પ્રશ્ન:—કાળોદધિને ફરતું શું છે?
ઉત્તર:—પુષ્કર દ્વીપ.

[ ૨૬ ] પ્રશ્ન:—પુષ્કર દ્વીપ કેવડો છે?
ઉત્તર:—તેનો પટ ૧૬ લાખ યોજનનો છે.

[ ૨૭ ] પ્રશ્ન:—પુષ્કર દ્વીપમાં વચગાળે શું છે?
ઉત્તર:—માનુષ્યોત્તર પર્વત.

[ ૨૮ ] પ્રશ્ન:—માનુષ્યોત્તર પર્વતે જવું હોય તો કઈ દિશાએ ચાલવું?
ઉત્તર:—ચારે દિશાએ ચાલતાં માનુષ્યોત્તર પર્વત આવે; કારણ કે તે કંકણને આકારે અઢીદ્વીપને ચોફેર ફરી વળ્યો છે.

[ ૨૯ ] પ્રશ્ન:—તેને માનુષ્યોત્તર શા માટે કહે છે?
ઉત્તર:—તે મનુષ્ય ક્ષેત્રની મર્યાદા કરે છે તેથી તેને માનુષ્યોત્તર કહે છે.

[ ૩૦ ] પ્રશ્ન:—મનુષ્ય ક્ષેત્રમાં કેટલા દ્વીપ અને સમુદ્ર આવેલા છે?
ઉત્તર:—અઢી દ્વીપ તથા બે સમુદ્ર.

[ ૩૧ ] પ્રશ્ન:—અઢીદ્વીપ કયા?
ઉત્તર:—જંબુદ્વીપ ૧, ધાતકીખંડ ૨, તથા અર્ધો પુષ્કરદ્વીપ એમ ૨॥

[ ૩૨ ] પ્રશ્ન:—અર્દ્ધ પુષ્કરદ્વીપ કેવડો છે?
ઉત્તર:—તેનો પટ આઠ લાખ યોજનનો છે.

[ ૩૩ ] પ્રશ્ન:—જંબુદ્વીપ જેવડા અર્દ્ધ પુષ્કરમાં કેટલા ખંડ સમાય?
ઉત્તર:—૧૧૮૪. ( ૪૫×૪૫=૨૦૨૫-૮૪૧=૧૧૮૪. )

[ ૩૪ ] પ્રશ્ન:—અઢી દ્વીપની લંબાઇ પહોળાઇ કેટલી છે?
ઉત્તર:—૪૫ લાખ યોજનની.

[ ૩૫ ] પ્રશ્ન:—માનુષ્યોત્તર પર્વતની પેલી તરફ આવેલા અર્ધ પુષ્કર દ્વીપમાં કોણ વસે છે?
ઉત્તર:—તિર્યંચ. ( પશુ પક્ષી વગેરે. )

[ ૩૬ ] પ્રશ્ન:—પુષ્કર દ્વીપની પેલી તરફ ત્રીછાલોકમાં શું શું છે?
ઉત્તર:—અસંખ્યાતા દ્વીપ સમુદ્રો એકેકને ફરતા વીંટી વળેલા છે. તે બધા પહોળપણે ઉત્તરોત્તર એક એકથી બમણા થતા ગયા છે. ત્રીછાલોકમાં સૌથી છેલ્લો અને મોટામાં મોટો સ્વયંભૂ-

રમણ સમુદ્ર આવેલો છે, કે જેણે બધા દ્વીપ સમુદ્રોને પેટાળમાં લઇ અર્ધા રાજ જેટલી જગા રોકી છે. અને તેને ફરતો બાર યોજનમાં ઘનોદધિ, ઘનવા અને તનવા આવેલો છે. અને તે પછી ત્રીલોકનો અંત આવે છે. ત્રીછા લોકને ફરતો ત્રીછો અલોક છે કે જેનો કદી પાર આવી શકેજ નહિ.

---

## મનોયત્ન ૫ મું—સાધુજીનો આચાર.

---

[ ૧ ] પ્રશ્ન:—તીર્થ કેટલાં છે?

ઉત્તર:—ચાર; સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા.

[ ૨ ] પ્રશ્ન:—સાધુ કોને કહેવાય?

ઉત્તર:—જે પંચ મહાવ્રત પાળે તેને.

[ ૩ ] પ્રશ્ન:—પંચ મહાવ્રત એટલે શું?

ઉત્તર:—પાંચ મોટાં વ્રત.

[ ૪ ] પ્રશ્ન:—સાધુનું પહેલું મહાવ્રત કયું?

ઉત્તર:—સર્વથા ( એટલે સર્વ પ્રકારે ) જીવહિંસા કરવી નહિ તે.

[ ૫ ] પ્રશ્ન:—સાધુનું બીજું મહાવ્રત કયું?

ઉત્તર:—સર્વથા જૂઠું નહિ બોલવું તે.

[ ૬ ] પ્રશ્ન:—સાધુનું ત્રીજું મહાવ્રત કયું?

ઉત્તર:—અણદીધી કાંઇ પણ ચીજ લેવી નહિ તે.

[ ૭ ] પ્રશ્ન:—સાધુનું ચોથું મહાવ્રત કયું?

ઉત્તર:—સર્વથા મૈથુનનો ત્યાગ; એટલે સ્ત્રીની સોબતથી દૂર રહેવું તે.

[ ૮ ] પ્રશ્ન:—સાધુનું પાંચમું મહાવ્રત કયું?

ઉત્તર:— ધન દોલત રાખવાં નહિ તે.

[ ૯ ] પ્રશ્ન:—છઠ્ઠું મહાવ્રત છે?

ઉત્તર:—ના; છઠ્ઠું **મહાવ્રત** તો નથી પણ છઠ્ઠું **વ્રત** છે.

[ ૧૦ ] પ્રશ્ન:—સાધુજીનું છઠ્ઠું વ્રત કયું?

ઉત્તર:—રાત્રીભોજન નહિ કરવું તે.

[ ૧૧ ] પ્રશ્ન:—સાધુઓને ઘરબાર હોય?

ઉત્તર:—ના; તેઓ ઘરબાર અને ધન દોલત છોડી ત્યાગી થયા છે.

[ ૧૨ ] પ્રશ્ન:—સાધુજી ઘરબાર છોડીને ત્યાગી શા સારૂ થયા હશે ?
ઉત્તર:—ધર્મધ્યાન કરીને પોતાના આત્માનું સાધન કરવા અને જગના જીવોનું હિત કરવા.

[ ૧૩ ] પ્રશ્ન:—ઘરમાં રહીને તે પ્રમાણે કરે તો ?
ઉત્તર:—ઘરમાં રહે તો પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાન ચલાવવા માટે કાંઇક નહિને કાંઇકિ દોષ થઇ જ જાય—કરવા જ પડે ( બધા જીવની દયા પાળી શકાય નહિ. ) વળી ઘરબાર જેને વળગેલાં છે તેનાથી પોતાનો બધો વખત અને શક્તિ પરોપકારાર્થે કે આત્માહિતાર્થે ખરચી શકાય નહિ.

[ ૧૪ ] પ્રશ્ન:—સાધુ આખો દિવસ ધર્મધ્યાનમાં ગુજારતા હશે ?
ઉત્તર:—હા; ખાવાપીવા તથા શરીરના કારણસર અમુક વખત સિવાય બાકીનો બધો વખત ધર્મધ્યાનમાં ગુજારે છે.

[ ૧૫ ] પ્રશ્ન:—આખો દિવસ ધર્મધ્યાન કરે તો ખાયપીએ ક્યાં ?
ઉત્તર:—ગામમાંથી આહાર પાણી વ્હોરી લાવે.

[ ૧૬ ] પ્રશ્ન:—વ્હોરવા જવું તેને શું કહે છે ?
ઉત્તર:—ગૌચરી.

[ ૧૭ ] પ્રશ્ન:—ગૌચરી એટલે શું ?
ઉત્તર:—ગાય જેમ ઘાસ ચરતી વખતે ઉપર ઉપરથી ખાય છે અને અને ઘાસ ઉગવામાં હરકત આવતી નથી; તેમ સાધુ પણ થોડો થોડો આહાર ઘણાં ઘર ફરીને લે છે અને ઘરધણીને બીજી વખત રાંધવું ન પડે તથા તંગાશ ન આવે તેમ હોય તોજ લે છે.

[ ૧૮ ] પ્રશ્ન:—સાધુજીઓનો પહેરવેસ કેવો હોય છે ?
ઉત્તર:—તેઓ ધોતીયાંને બદલે ચલોટા કે ચોલપટા પહેરે છે, અને પછેડી ઓઢે છે. હાથમાં રજોહરણ તથા ગુચ્છા રાખે છે અને મુખે મુહપતિ બાંધે છે. પગમાં પગરખાં પહેરતા નથી અને માથે પાઘડી કે ટોપી ઘાલતા નથી.

[ ૧૯ ] પ્રશ્ન:—સાધુઓથી કોટ, પાટલુન કે અંગરખો વગેરે પહેરાય ?
ઉત્તર:—ના; તીર્થંકરના ફરમાન મુજબ તેઓ સદા વર્ત્તે છે અને તીર્થંકરનો આદેશ ઉપર જણાવ્યા પ્રમાણે પહેરવેશ રાખવાનો છે. વળી તેઓને હમેશાં તમામ કપડાં, રજોહરણ, ગુચ્છો,

પાતરાં વગેરે સર્વનું પડિલેહણ કરવું જોઇએ તો તેવાં કપડાંનું પડિલેહણ બરાબર થઇ શકે નહિ.

[૨૦] પ્રશ્ન:—પડિલેહણ એટલે શું ? ને તે શા માટે કરતા હશે ?

ઉત્તર:—પડિલેહવું એટલે બારીકાઇથી નજરે જોઇ જવું. તેમ કરવાથી ઝીણાં જીવજંતુઓ અજાણપણે ચગદાઇ જવા ન પામે. વસ્ત્રાદિકમાં પડિલેહણ કરતાં જીવજંતુ જણાય તો તેને સહિસલામત જગાએ યત્નાથી મુકી દે છે.

[૨૧] પ્રશ્ન:—સાધુઓ દરરોજ કેટલીવાર વસ્ત્રાદિકનું પડિલેહણ કરે છે ?

ઉત્તર:—બે વાર. સવારે પ્રતિક્રમણ કરી રહ્યા બાદ અને સાંઝના પાછલો પહોર દિવસ રહે ત્યારે.

[૨૨] પ્રશ્ન:—સાધુ સાધ્વીએ દરરોજ કેટલીવાર પ્રતિક્રમણ કરવું જોઇએ ?

ઉત્તર:—બે વાર.

[૨૩]—પ્રશ્ન:—સાધુ એકને એક ગામમાં કેટલી મુદ્દત રહી શકે ?

ઉત્તર:—તેમણે આખું ચોમાસું એકજ સ્થળે ગાળવું જોઇએ. અને બાકીના વખતમાં સાધુઓથી એક માસ અને સાધ્વીઓથી બે માસ ઉપરાંત એકજ સ્થળે રહેવાય નહિ. વૃદ્ધાવસ્થાને લીધે અથવા કોઇપણ અનિવાર્ય કારણને લીધે વધારે રહેવું પડે તો રહેવાય.

[૨૪] પ્રશ્ન:—સાધુ સાધ્વીઓને એક ગામથી વિહાર કરી ગયા પછી ફરી તેજ ગામમાં ક્યારે આવવું કલ્પે ?

ઉત્તર:—એક ગામમાં તેઓ જેટલા દિવસ રહ્યાં હોય તેથી બમણા દિવસ બીજે વિચરી પાછા તેજ ગામે આવવું હોય તો આવી શકાય.

[૨૫] પ્રશ્ન:—સાધુઓ રસ્તે જોઇ જોઈને શા માટે ચાલતા હશે ?

ઉત્તર:—જીવજંત કે વનસ્પતિ વગેરે પગ તળે કચરાઈ ન જાય તે માટે.

[૨૬] પ્રશ્ન:—અંધારામાં તેઓ કેવી રીતે ચાલે ?

ઉત્તર:—રજોહરણ વડે ધરતી પુંજીને ચાલે.

[૨૭] પ્રશ્ન:—સાધુપણે મરીને જીવ કઇ ગતિમાં જાય ?

ઉત્તર:—દેવગતિમાં અથવા મોક્ષગતિમાં જાય.

# મનોયત્ન ૬ ઠું–સચેત* અચેતની સમજણ.

[ ૧ ] પ્રશ્નઃ—સાધુ પાણી કેવું વાપરે ?
ઉત્તરઃ—અચેત એટલે જીવ વગરનું.

[ ૨ ] પ્રશ્નઃ—કુવા, નદી, તળાવ વગેરેનું પાણી પ્રાયઃ કેવું હોય છે ?
ઉત્તરઃ—સચેત એટલે જીવવાળું.

[ ૩ ] પ્રશ્નઃ—પાણીના એક ટીપામાં કેટલા જીવ કહ્યા છે ?
ઉત્તરઃ—અસંખ્યાતા.

[ ૪ ] પ્રશ્નઃ—અસંખ્યાતા એટલે ?
ઉત્તરઃ—ગણ્યા ગણાય નહિ તેટલા.

[ ૫ ] પ્રશ્નઃ—ગણી શકાય તે કેટલા કહેવાય ?
ઉત્તરઃ—સંખ્યાતા.

[ ૬ ] પ્રશ્નઃ—વરસાદનું પાણી કેવું હોય ?
ઉત્તરઃ—સચેત.

[ ૭ ] પ્રશ્નઃ—પાણી સચેત હોય તે અચેત શાથી થાય ?
ઉત્તરઃ—ઉનું થવાથી અથવા તેમાં અચેત કરી શકે તેવી બીજી વસ્તુ મળવાથી.

[ ૮ ] પ્રશ્નઃ—પાણીને અચેત કરી શકે તેવી વસ્તુ કઈ ?
ઉત્તરઃ—રાખ, ચોખા ઉપરની રજ, દ્રાક્ષ, કેરી વગેરે. ( ચોખા, દ્રાક્ષ, કેરી, વગેરે ધોવાતાં પાણી અચેત થઇ જાય છે. )

[ ૯ ] પ્રશ્નઃ—સાધુજી સચેત પાણી શા માટે નથી વાપરતા ?
ઉત્તરઃ—પાણીના જીવની દયાને ખાતર.

[ ૧૦ ] પ્રશ્નઃ—પાણીના જીવની દયાને ખાતર બીજું શું કરે છે ?
ઉત્તરઃ—વરસાદના દહાડામાં એકજ ગામમાં રહે છે અને વરસતા વરસાદમાં ગોચરી કરવા પણ જતા નથી.

* **सचेतस्** એ શબ્દ વિશેષણ છે; એનો અર્થ લાગણીવાળું; અર્થાત્ સુખ–દુઃખ જેને લાગે છે તે. એ શબ્દનું પ્રથમાનું રૂપ **सचेतः** થાય છે. તેમજ **सचित्** એ શબ્દ પણ વિશેષણ છે. તે પણ ઉપલા અર્થમાં વાપરી શકાય છે. પણ '**सचित्त**' એ શબ્દ ઉપલા અર્થમાં વાપરવો એ ભૂલ ભરેલું છે. તેમજ ખરો શબ્દ **अचेत** અગર **अचित्** છે; નહિ કે **अचित्त**.

[ ૧૧ ] પ્રશ્ન:—સાધુ ખોરાક કેવો ખાય ?

ઉત્તર:—અચેત.

[ ૧૨ ] પ્રશ્ન:—રોટલા રોટલી સચેત કે અચેત ?

ઉત્તર:—અચેત.

[ ૧૩ ] પ્રશ્ન:—શાક ભાજી સચેત કે અચેત ?

ઉત્તર:—કાચી લિલોત્રી સચેત હોય, પરંતુ રાંધેલી અચેત કહેવાય.

[ ૧૪ ] પ્રશ્ન:—રાંધવાથી અચેત કેમ થાય છે ?

ઉત્તર:—ચુલા માંહેની અગ્નિ લાગવાથી તેના જીવો મરી જાય છે.*

[ ૧૫ ] પ્રશ્ન:—કાચી લીલોત્રી સાધુને કલ્પે ?

ઉત્તર:—ના; તે સચેત છે માટે ન કલ્પે.

[ ૧૬ ] પ્રશ્ન:—કાચું અનાજ સાધુને કલ્પે ?

ઉત્તર:—અચેત કલ્પે; પણ સચેત હોય તે ન કલ્પે.

[ ૧૭ ] પ્રશ્ન:—સચેત અચેત અનાજ કેમ પરખા શકાય ?

ઉત્તર:—જે અનાજ વાવવાથી ઉગે તેવું હોય તે સચેત; અને ઉગી શકે નહિ તેવું હોય તે અચેત.

[ ૧૮ ] પ્રશ્ન:—ચોખા સચેત કે અચેત ?

ઉત્તર:—અચેત; કારણકે તે વાવ્યા ઉગતા નથી.

[ ૧૯ ] પ્રશ્ન:—જુવાર, બાજરી, ઘઉં, મગ, ચણા, અડદ, મઠ, મકાઈ, વગેરે સચેત કે અચેત ?

ઉત્તર:—સચેત.

[ ૨૦ ] પ્રશ્ન:—અડદની દાળ કાચી હોય તે સચેત કે અચેત ?

ઉત્તર:—અચેત; કારણ કે કોઈ પણ કઠોળની દાળ વાવી ઉગતી નથી.

[ ૨૧ ] પ્રશ્ન:—લોટ સચેત કે અચેત ?

ઉત્તર:—અચેત.

[ ૨૨ ] પ્રશ્ન:—કેવાં લોટ દાળ સચેત કહેવાય અને સાધુને ન કલ્પે ?

ઉત્તર:—તરતનાં દળેલાં અથવા ભરડેલાં લોટ દાળ સચેત કહેવાય ને સાધુને લેવાં કલ્પે નહિ.

---

* અહીં શિક્ષકે વિદ્યાર્થીને સમજાવવું તે સાધુ કાંઈ એવું **ઈચ્છતા નથી** કે મારે માટે કોઇ રસોઇ પકવે અગર સચેત વસ્તુને અચેત કરી મને આપે. અચેત થયેલી વસ્તુ તૈયાર પડી હોય અને સાધુ આવી વ્હોરે તો યોગ્ય લાગે તો લે છે.

[ ૨૩ ] પ્રશ્ન:—કાચું મીઠું સચેત કે અચેત ?

ઉત્તર:—સચેત.

[ ૨૪ ] પ્રશ્ન:—મીઠામાં કેવા જીવો હોય ?

ઉત્તર:—પૃથ્વીકાય.

[ ૨૫ ] પ્રશ્ન:—પૃથ્વીકાય જીવો બીજા શેમાં હોય ?

ઉત્તર:—ખડી, ખારો, માટી, પથ્થર, હિંગળો, હરતાળ, ગેરૂ, ગોપીચંદન, રત્ન, પરવાળાં વગેરેમાં.

[ ૨૬ ] પ્રશ્ન:—જુવારના દાણા જેટલી પૃથ્વીકાય લઇએ તો તેમાં કેટલા જીવો હોય ?

ઉત્તર:—અસંખ્યાતા.

[ ૨૭ ] પ્રશ્ન:—પાણીમાં કેવા જીવો રહેલા છે ?

ઉત્તર:—અપકાય.

[ ૨૮ ] પ્રશ્ન:—લીલોત્રીમાં કેવા જીવો રહેલા છે ?

ઉત્તર:—વનસ્પતિ કાય.

[ ૨૯ ] પ્રશ્ન:—વનસ્પતિ કાય જીવો શેમાં શેમાં હોય છે ?

ઉત્તર:—ઝાડ, છોડ ને વેલાનાં મુળ, થડ, ડાળાં, ડાળખાં, છાલ, પાંદડાં, ફુલ ફળ બીજ વગેરેમાં વનસ્પતિ કાય જીવો હોય છે.

[ ૩૦ ] પ્રશ્ન:—વનસ્પતિ કાયના મુખ્ય કેટલા ભેદ છે ? અને કયા કયા ?

ઉત્તર:—બે; પ્રત્યેક ને સાધારણ.

[ ૩૧ ] પ્રશ્ન:—પ્રત્યેક વનસ્પતિ કોને કહેવાય ?

ઉત્તર:—શરીરે શરીરે એકેકા જીવ હોય તે પ્રત્યેક.

[ ૩૨ ] પ્રશ્ન:—સાધારણ વનસ્પતિ કોને કહેવાય ?

ઉત્તર:—અનંતા જીવોનું એક શરીર હોય તેને સાધારણ વનસ્પતિ કહે છે.

[ ૩૩ ] પ્રશ્ન:—વનસ્પતિમાં કેટલા જીવ છે ?

ઉત્તર:—કુણીમાં અનંતા, કાચીમાં અસંખ્યાતા ને પાકીમાં સંખ્યાતા જીવ હોય છે.

[ ૩૪ ] પ્રશ્ન:—સાધુને પાકી કેરી વ્હોરાવાય ?

ઉત્તર:—આખી કેરી સાધુને લેવી ન કલ્પે; કારણકે તેની ગોટલીમાં જીવ છે.

[ ૩૫ ] પ્રશ્ન:—સાધુને પાકી કેરીનો રસ વ્હોરાવાય ?

ઉત્તર:—હા.

[ ૩૬ ] પ્રશ્નઃ—સાધુને ઘી ઉનું ખપે કે થીજું ?
ઉત્તરઃ—ઉનું અને થીજું બેઉ કલ્પે.

[ ૩૭ ] પ્રશ્નઃ—સાધુને તેલ લેવું કલ્પે ?
ઉત્તરઃ—હા; તેલ અચેત છે.

[ ૩૮ ] પ્રશ્નઃ—સાધુને દુધ, દહીં અને છાશ કલ્પે ?
ઉત્તરઃ—હા; તે પણ અચેત હોય છે માટે કલ્પે.

[ ૩૯ ] પ્રશ્નઃ—સાધુને ખારો લેવો કલ્પે ?
ઉત્તરઃ—ના; તે સચેત ગણાય.

[ ૪૦ ] પ્રશ્નઃ—સાધુને સાકર, ખાંડ, ગોળ લેવાં કલ્પે ?
ઉત્તરઃ—હા; તે અચેત છે માટે કલ્પે.

[ ૪૧ ] પ્રશ્નઃ—અચેત વસ્તુ પણ સાધુજીથી કયારે ન વ્હોરી શકાય ?
ઉત્તરઃ—અસુઝતી હોય ત્યારે.

[ ૪૨ ] પ્રશ્ન—અસુઝતી કોને કહેવાય ?
ઉત્તરઃ—અચેત વસ્તુ સચેત વસ્તુને લાગેલી હોય; અથવા વ્હોરાવવા જતાં સચેત વસ્તુનો સ્પર્શ થઈ ગયો હોય તો અચેત વસ્તુ પણ સાધુને લેવી કલ્પે નહિ.

[ ૪૩ ] પ્રશ્નઃ—સાધુજીને વ્હોરાવતી વખતે આપણે કયા કયી વસ્તુને અડકવું નહિ ?
ઉત્તરઃ—પૃથ્વી કાય, અપકાય તથા વનસ્પતિકાય જીવો જે વસ્તુમાં છે તે વસ્તુને તથા અગ્નિને અડકવું નહિ, તેમજ ફુંક મારીને કાંઇ ચીજ આપવી નહિ.

[ ૪૪ ] પ્રશ્નઃ—અગ્નિને શા માટે અડકવું નહિ ?
ઉત્તરઃ—તેના એક તણખામાં અસંખ્યાતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે.

[ ૪૫ ] પ્રશ્નઃ—તે કેવા જીવ કહેવાય ?
ઉત્તરઃ—અગ્નિકાય અથવા તેઉકાય.

[ ૪૬ ] પ્રશ્નઃ—સાધુને વ્હોરાવતાં ફુંક શા માટે ન મારવી ?
ઉત્તરઃ—ફુંકવાથી વાયરાના જીવો હણાય છે માટે.

[ ૪૭ ] પ્રશ્નઃ—વાયરાના જીવો કેવા કહેવાય ?
ઉત્તરઃ—વાઉકાય.

[ ૪૮ ] પ્રશ્નઃ—વાયરાના જીવો શાથી હણાય છે ?
ઉત્તરઃ—ઉઘાડે મુખે બોલવાથી, ઝાપટ નાખવાથી, હીંચકવાથી વગેરે ક્રિયાઓથી.

[ ૪૯ ] પ્રશ્ન:—એકવાર ઉઘાડે મોઢે બોલવાથી કેટલા વાઉકાય જીવો હણાય?
ઉત્તર:—અસંખ્યાત.

[ ૫૦ ] પ્રશ્ન:—પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય એટલે શું ?
ઉત્તર:—પૃથ્વીકાય એટલે પૃથ્વીના જીવો, અપકાય એટલે પાણીના જીવો, તેઉકાય એટલે અગ્નિના જીવો, વાઉકાય એટલે વાયરાના જીવો અને વનસ્પતિકાય એટલે વનસ્પતિના જીવો.*

## મનોયત્ન ૭ મું—ત્રસ અને સ્થાવર જીવો.

[ ૧ ] પ્રશ્ન:—પૃથ્વીના, પાણીના, અગ્નિના, વાયરાના અને વનસ્પતિના એ પાંચે જાતના જીવો પોતાની મેળે હાલીચાલી શકે ખરા ?
ઉત્તર:—તેઓ પોતાની મેળે હાલી ચાલી શકતા નથી.

[ ૨ ] પ્રશ્ન:—જે જીવો પોતાની મેળે હાલી ચાલી શકે નહિ તે કેવા જીવો કહેવાય ?
ઉત્તર:—સ્થાવર.

[ ૩ ] પ્રશ્ન:—જે જીવો પોતાની મેળે હાલીચાલી શકે છે તે કેવા જીવો કહેવાય ?
ઉત્તર:—ત્રસ.

[ ૪ ] પ્રશ્ન:—તમે ત્રસ કે સ્થાવર ?
ઉત્તર:—ત્રસ.

* અહીં શિક્ષકે વિદ્યાર્થીઓના મનમાં સજ્જડ ઠસાવવું જોઇએ કે પૃથ્વી, પાણી, અગ્નિ, પવન અને વનસ્પતિમાં જીવ છે, એ વાત કાંઇ ગપ્પ નથી; કારણકે તે દરેકને વધવા–ઘટવાપણું છે અર્થાત્ 'લાગણી' છે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. સાહેબ લોકોએ પ્રયોગો કરીને એ દરેકમાં જીવ હોવાની ખાત્રી કરી છે. આપણા એક બંગાળી શોધકે હમણાંજ શોધ કરી છે કે ધાતુ પણ સચેત છે. આમ વીતરાગ અથવા પક્ષપાત વગરના પ્રભુની વાણી આપણે માત્ર અંધ શ્રદ્ધાથીજ માનવાની નથી પણ ખરેખરી છે માટેજ માનીએ છીએ, એમ કહી શ્રદ્ધા બેસાડવી. અન્ય ધર્મના પણ દાખલા આપવા; જેવા કે બ્રાહ્મણો માને છે કે 'જલમાં, સ્થલમાં સર્વમાં વિષ્ણુ છે.' વિષ્ણુ એ શબ્દ **વિષ્** એટલે વ્યાપવું એ ઉપરથી થયેલો છે. અર્થાત્ સર્વ જગ્યાએ જીવ વ્યાપી રહેલો છે.

[ ૫ ] પ્રશ્ન:—હાથી, ઘોડા, ઉંટ, ગાય, ભેંસ વગેરે ત્રસ કે સ્થાવર ?
ઉત્તર:—ત્રસ.

[ ૬ ] પ્રશ્ન—માખી, મંકોડા વગેરે ત્રસ કે સ્થાવર ?
ઉત્તર:—ત્રસ.

[ ૭ ] પ્રશ્ન:—લીમડો ત્રસ કે સ્થાવર ?
ઉત્તર:—સ્થાવર.

[ ૮ ] પ્રશ્ન:—પાણીના જીવો ત્રસ કે સ્થાવર ?
ઉત્તર:—સ્થાવર.

[ ૯ ] પ્રશ્ન:—કબાટ ત્રસ કે સ્થાવર ?
ઉત્તર:—કબાટમાં જીવ નથી; માટે તે ત્રસ કે સ્થાવર કાંઇ કહેવાય નહિ.

[ ૧૦ ] પ્રશ્ન:—મીઠાના જીવ ?
ઉત્તર:—સ્થાવર.

[ ૧૧ ] પ્રશ્ન:—પોરા ?
ઉત્તર:—ત્રસ.

[ ૧૨ ] પ્રશ્ન:—ઘડીયાળ ?
ઉત્તર:—તેમાં જીવ નથી.

[ ૧૩ ] પ્રશ્ન:—જીવના મોટા ભેદ કેટલા ?
ઉત્તર:—બે; ત્રસ અને સ્થાવર.

[ ૧૪ ] પ્રશ્ન:—સ્થાવરના કેટલા ભેદ ?
ઉત્તર:—પાંચ; પૃથ્વી, અપ, તેઉ, વાઉ અને વનસ્પતિ.

[ ૧૫ ] પ્રશ્ન:—કુલ કેટલી કાયના જીવો છે ?
ઉત્તર:—છ કાયના જીવો છે. પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય.

---

## મનોયત્ન ૮ મું–મહાવીર શાસન.

---

[ ૧ ] પ્રશ્ન:—આપણે કયો ધર્મ પાળીએ છીએ ?
ઉત્તર:—જૈન ધર્મ.

[ ૨ ] પ્રશ્ન:—'જૈન' નામ શાથી પડયું ?
ઉત્તર:—જીન પરમાત્માએ સ્થાપ્યો તેથી જૈન ધર્મ કહેવાય છે.

[ ૩ ] પ્રશ્ન:—જીન એટલે શું ?
ઉત્તર:—રાગ દ્વેષના જીતનાર.

[ ૪ ] પ્રશ્ન:—જીનનું બીજું નામ શું ?

ઉત્તર:—તીર્થંકર અથવા અરિહંત અથવા વીતરાગ.

[ ૫ ] પ્રશ્ન:—આપણે કયા તીર્થંકરના શાસનમાં છીએ ?

ઉત્તર:—ચોવીશમા મહાવીર સ્વામિના શાસનમાં.

[ ૬ ] પ્રશ્ન:—મહાવીર પ્રભુનાં માતુશ્રીનું નામ શું ?

ઉત્તર:—ત્રિશલા દેવી.

[ ૭ ] પ્રશ્ન:—શ્રી મહાવીરના પિતાનું નામ શું ?

ઉત્તર:—સિદ્ધાર્થ રાજા.

[ ૮ ] પ્રશ્ન:—તેઓ કેવી જ્ઞાતે હતા ?

ઉત્તર:—ક્ષત્રીય.

[ ૯ ] પ્રશ્ન:—સિદ્ધાર્થ રાજાની રાજધાની કયા શહેરમાં હતી ?

ઉત્તર:—ક્ષત્રીકુંડ નગરમાં.

[ ૧૦ ] પ્રશ્ન:—સિદ્ધાર્થ રાજાને કેટલા કુંવર હતા ?

ઉત્તર:—બે.

[ ૧૧ ] પ્રશ્ન:—તેમનાં નામ શું ?

ઉત્તર:—મોટા નંદીવર્ધન અને નાના શ્રી વર્ધમાન અથવા મહાવીર.

[ ૧૨ ] પ્રશ્ન:—મહાવીર સ્વામિના શરીરનો વર્ણ કેવો હતો ?

ઉત્તર:—સોના જેવો.

[ ૧૩ ] પ્રશ્ન:—મહાવીર સ્વામિનું દેહમાન કેટલું હતું ?

ઉત્તર:—સાત હાથ.

[ ૧૪ ] પ્રશ્ન:—દેહમાન એટલે શું ?

ઉત્તર:—શરીરનું માપ અથવા ઉંચાઇ.

[ ૧૫ ] પ્રશ્ન:—મહાવીર સ્વામિનું આયુષ્ય કેટલું હતું ?

ઉત્તર:—બહુંતેર વર્ષનું.

[ ૧૬ ] પ્રશ્ન:—તેમણે કેટલા વર્ષની ઉંમરે દિક્ષા લીધી ?

ઉત્તર:—ત્રીશ વર્ષની.

[ ૧૭ ] પ્રશ્ન:—દિક્ષા લીધા પછી ધર્મ કયારે પ્રરૂપ્યો ?

ઉત્તર:—સાડાબાર વર્ષ ને એક પખવાડીએ, કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી.

[ ૧૮ ] પ્રશ્ન:—કેવળજ્ઞાન એટલે શું ?

ઉત્તર:—સંપૂર્ણ જ્ઞાન.

[ ૧૯ ] પ્રશ્ન:—કેવળજ્ઞાન ઉત્પન્ન થવાથી ભગવંતે શું કીધું ?

ઉત્તર:—કેવળજ્ઞાને કરીને લોકમાં અનેક પ્રકારના ત્રસ અને સ્થાવર જીવોને દુઃખી થતા જાણીને તેઓને દુઃખોથી મુક્ત કરવા

માટે મોક્ષમાર્ગ દેખાડ્યો અને અનેક જીવોને સંસાર સમુદ્રથી તાર્યા. અનંત જીવોની દયાનો પાલક સાધુવર્ગ ઉત્પન્ન કર્યો, દાનાદિક ઉત્તમ ગુણોથી અલંકૃત શ્રાવક વર્ગ ઉભો કર્યો. અને તેમના માટે અપૂર્વ જ્ઞાનના ભંડાર રૂપ શાસ્ત્રો ગુંથી શકે તેવું ઉત્કૃષ્ટ જ્ઞાન અને ત્રિપદી વિદ્યા ગણધર દેવને આપીને ત્રીશ વર્ષ કેવળ પ્રવર્જ્યા પાળી 'લોક'ને મસ્તકે શાશ્વત એવી સિદ્ધ ગતિ પામ્યા.

## મનોયત્ન ૯ મું–પુણ્યતત્વ અને પાપતત્વ.

---

[ ૧ ] પ્રશ્નઃ—સર્વ જીવો સમાન હોવા છતાં કેટલાક માણસ ભુખે મરે છે અને આપણને ખાવા–પીવા–રહેવાનું સુખ છે, તેનું કારણ શું ?

ઉત્તરઃ—આપણા જીવે પૂર્વે શુભ કમાણી કીધી હશે તેનાં સારાં ફળો આપણે અત્યારે ભોગવીએ છીએ; અને રાંકના જીવે પૂર્વે અશુભ કમાણી કીધી હશે તેનાં અશુભ ફળો તે અત્યારે ભોગવે છે.

[ ૨ ] પ્રશ્નઃ—શુભ કમાણી એટલે શું ?

ઉત્તરઃ—પુણ્ય.

[ ૩ ] પ્રશ્નઃ—અશુભ કમાણી એટલે શું ?

ઉત્તરઃ—પાપ.

[ ૪ ] પ્રશ્નઃ—શુભ કમાણી અથવા પુણ્ય શાથી થાય ?

ઉત્તરઃ—બીજા જીવોને શાતા ઉપજાવવાથી તથા સારા વિચાર કરવાથી.

[ ૫ ] પ્રશ્નઃ—જીવ પાપ શાથી બાંધે છે ?

ઉત્તરઃ—પોતાના અને પારકા આત્માને કલેશ ઉપજાવવાથી, અનીતિને માર્ગે ચાલવાથી અને માઠા વિચાર કરવાથી.

[ ૬ ] પ્રશ્નઃ—પુણ્યનાં ફળ કેવાં છે ?

ઉત્તરઃ—મીઠાં; જીવને પ્રિયકારી.

[ ૭ ] પ્રશ્નઃ—પાપનાં ફળ કેવાં છે ?

ઉત્તરઃ—કડવાં; જીવને કલેષકારી.

[ ૮ ] પ્રશ્નઃ—રાજા હોય તે રાંક થાય કે નહિ ?

ઉત્તરઃ—હા; તેના પાપ કર્મનો ઉદય થાય તો રાંક પણ થઇ જાય.

[ ૯ ] પ્રશ્નઃ—રાંક હોય તે રાજા થાય ?

ઉત્તરઃ—હા; તે પુણ્યના **ઉદયથી** રાજા પણ થાય.

[ ૧૦ ] પ્રશ્નઃ—પુણ્ય પાપનો ઉદય થયો કેમ કહેવાય ?

ઉત્તરઃ—કીધેલાં પુણ્ય પાપનો જ્યારે આપણને બદલો મળે એટલે તેનાં સારાં નરતાં ફળો આપણે ભોગવીએ ત્યારે તેનો ઉદય થયો કહેવાય. (ઝાડ તેના વખતેજ પાકે છે તેમ સારાં નરતાં કર્મો પણ તેના વખતે પાકે છે અથવા ઉદય આવે છે).

[ ૧૧ ] પ્રશ્નઃ—આજે આપણે પુણ્ય કે પાપ કરીએ તે કયારે ઉદય આવે ?

ઉત્તરઃ—આજે કીધેલાં કર્મ આજેજ ઉદય આવવાં હોય તો આવે અથવા સંખ્યાતા* કાળે, અસંખ્યાતા** કાળે કે અનંતા કાળે*** પણ ઉદય આવે.

[ ૧૨ ] પ્રશ્નઃ—પાપ કરનારા જીવોને પુણ્યનો ઉદય હોય ?

ઉત્તરઃ—હા; કેટલાક પાપી જીવો સુખી દેખાય છે તે તેના **પૂર્વના** પુણ્યના ઉદયથી.

[ ૧૩ ] પ્રશ્નઃ—પુણ્ય કરનારા જીવોને પાપનો ઉદય હોય ?

ઉત્તરઃ—હા; કેટલાક પુણ્ય કરનારા પ્રાણીઓ દુખી દેખાય છે તે તેના **પૂર્વના** પાપના ઉદયથી.

[ ૧૪ ] પ્રશ્નઃ—પુણ્ય પાપનો જીવતત્ત્વમાં સમાવેશ થાય કે અજીવ તત્ત્વમાં ?

ઉત્તરઃ—અજીવ તત્ત્વમાં; કારણકે મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને જોગથી જીવ શુભાશુભ કર્મનાં પુદ્‌ગલ ગ્રહણ કરે છે; તેમાં શુભ કર્મ પુદ્‌ગલ તે પુણ્ય, અને અશુભ કર્મ પુદ્‌ગલ તે પાપ.

[ ૧૫ ] પ્રશ્નઃ—પુણ્ય પાપનાં પુદ્‌ગલ **રૂપી** છે કે **અરૂપી** ?

ઉત્તરઃ—તે **રૂપી** છે; પણ આપણી નજરે આવે નહિ.

[ ૧૬ ] પ્રશ્નઃ—પુણ્ય પાપ અથવા શુભ–અશુભ કર્મ પુદ્‌ગલ કોણ જાણી–દેખી શકે ?

ઉત્તરઃ—કેવળજ્ઞાની.

[ ૧૭ ] પ્રશ્નઃ—પુણ્યના ઉદયથી જીવ કઇ ગતિ પામે છે ?

ઉત્તરઃ—દેવગતિ કે મનુષ્યની ગતિ.

---

* સંખ્યાતા એટલે ગણ્યા ગણાય તેટલા ૨–૪–૫૦–૧૦૦–૧૦૦૦ વગેરે. **અસંખ્યાતા એટલે જેને માટે કોઈ સંખ્યાજ કહી શકાય નહી તેટલા. ***અનંતા એટલે અસંખ્યાતાથી પણ વધારે; જેનો અંતજ નહિ એટલા.

[ ૧૮ ] પ્રશ્ન:—મનુષ્યગતિમાં કેટલાક જીવ નીચ ગોત્રે ઉપજે છે તે શાથી?
ઉત્તર:—પાપના ઉદયથી.

[ ૧૯ ] પ્રશ્ન:—જીવ તિર્યંચગતિ શાથી પામે છે?
ઉત્તર:—પાપના ઉદયથી.

[ ૨૦ ] પ્રશ્ન:—તિર્યંચગતિમાં પણ કેટલાક જીવો શાતા વેદનીય અને લાંબું આયુષ્ય પામે છે તે શાથી?
ઉત્તર:—પુણ્યના ઉદયથી.

[ ૨૧ ] પ્રશ્ન:—જીવ નરકગતિ શાથી પામે છે?
ઉત્તર:—પાપના ઉદયથી.

[ ૨૨ ] પ્રશ્ન:—નરકનાં અનંતાં દુ:ખો ભોગવતા જીવો પાસે 'શુભ કર્મ પુદ્ગલ' એટલે પુણ્ય હોય કે નહિ?
ઉત્તર:—હોય; ચારે ગતિના જીવો પાસે પુણ્ય પાપ બેઉ હોય છે.

[ ૨૩ ] પ્રશ્ન:—પુણ્ય પાપ અથવા શુભાશુભ કર્મથી મુકત થયેલા જીવો કઇ ગતિ પામે?
ઉત્તર:—સિદ્ધ ગતિ.

[ ૨૪ ] પ્રશ્ન:—સિદ્ધગતિ અથવા મોક્ષ સાધવામાં પુણ્યની જરૂર છે?
ઉત્તર:—હા; પુણ્યના ઉદય વગર મનુષ્ય ભવ, આર્ય ક્ષેત્ર, ઉત્તમ કુળ વગેરે જોગવાઇઓ મળતી નથી અને એવી જોગવાઇઓ મળ્યા વગર કદી મોક્ષ સાધી શકાય નહિ.

[ ૨૫ ] પ્રશ્ન:—સિદ્ધગતિ પામ્યા **પછી** પુણ્યની જરૂર છે?
ઉત્તર:—ના; જેમ સમુદ્રમાંહેથી કિનારે પહોંચવા **માટે** વહાણની જરૂર પડે છે પણ કિનારે પહોંચ્યા **પછી** વહાણની જરૂર નથી; તેમ સંસાર સમુદ્રમાંથી મોક્ષ રૂપ કિનારે **પહોંચવા માટે** પુણ્યના આલંબનની જરૂર છે, પણ મોક્ષે **પહોંચ્યા પછી** પુણ્યની જરૂર નથી. અને વહાણમાં છીએ ત્યાં સુધી કિનારો પ્રાપ્ત થતો નથી તેમજ પુણ્ય છે ત્યાં સુધી મોક્ષ પ્રાપ્ત થતું નથી; **પુણ્ય અને પાપ બન્ને ખપાવવાથી મોક્ષ પમાય છે.**



# મનોયત્ન ૧૦ મું-ભક્ષ્યાભક્ષ્યની સમજણ.

(૧) પ્રશ્નઃ-જે વસ્તુ ખાધાથી ઘણું પાપ લાગે તે વસ્તુ કેવી કહેવાય?
ઉત્તરઃ-અભક્ષ્ય.

(૨) પ્રશ્નઃ-અભક્ષ્ય એટલે શું ?
ઉત્તરઃ-નહિ ખાવા યોગ્ય (**અ**=નહિ+**ભક્ષ**=ખાવું+**ય**=યોગ્યતા બતાવનાર પ્રત્યય.)

(૩) પ્રશ્નઃ-કયી કયી વસ્તુ અભક્ષ્ય ગણાય ?
ઉત્તરઃ-માંસ, મદિરા, કંદમૂળ, મધ, માખણ વગેરે.

(૪) પ્રશ્નઃ-માંસ ખાનારને શું નુકશાન ?
ઉત્તરઃ-એક તો પ્રાણીહિંસાનું મહા પાપ લાગે, બુદ્ધિ ભ્રષ્ટ થાય, સારા વિચારો નષ્ટ પામે અને અનુકંપા-દયા રહે નહિ. આથી માંસ ખાનાર મરીને પ્રાયઃ નર્કમાંજ ઉપજે છે.

(૫) પ્રશ્નઃ-દારૂ પીનારને શું નુકશાન ?
ઉત્તરઃ-દારૂ બનાવતાં પણ અગણિત જીવોની હિંસા થાય છે; દારૂ એ જીવડાંનુંજ સત્વ છે; દારૂ પીવાથી અનેક રોગો ઉત્પન્ન થાય છે. બુદ્ધિ બગડે છે અને મરીને માઠી ગતિમાં ઉપજવું પડે છે. આ દુનિયામાં પણ દારૂ પીનારા નિંદાય છે અને તેના વચન ઉપર કોઇ વિશ્વાસ રાખતું નથી.

(૬) પ્રશ્નઃ-કંદમૂળ ખાવાથી શું નુકશાન ?
ઉત્તરઃ-કંદમૂળના એક કકડામાં અનંતા એકેંદ્રી-સ્થાવર જીવો છે તેની હિંસા થાય છે તથા કંદમૂળ ખાવાથી પ્રાયઃ તમો ગુણ (તામસી સ્વભાવ) ઉત્પન્ન થાય છે.

(૭) પ્રશ્નઃ-કંદમૂળ કોને કહેવાય ?
ઉત્તરઃ-વનસ્પતિનો જે ભાગ ભોંયમાંજ વૃદ્ધિ પામે અને ભોંયમાંજ રહીને તેની ગાંઠ કે કંદ બંધાય તે કંદ, તથા ઝાડનાં મુળીઆં તે મૂળ કહેવાય.

(૮) પ્રશ્નઃ-થોડાંક કંદમૂળનાં નામ આપો.
ઉત્તરઃ-લસણ, ડુંગળી, આદુ, મુળા, ગરમર, ગાજર, સુરણ, બટાટા, થેગી (થેક) વગેરે.

(૯) પ્રશ્નઃ-મધ ખાવાથી શું નુકશાન ?

ઉત્તર:—મધમાં સદા બેઇંદ્રીય જીવો રહે છે; વળી મધપુડામાં અનેક જીવડાં તથા ઈંડાળ હોય છે તે બધાંનું સત્વ તેમાં આવે છે. તથા સેંકડો મધમાખીઓએ અથાગ મહેનત કરી રહેવા માટે બાંધેલું ઘર તથા ખાવા માટે સંચેલો ખોરાક તેમની પાસેથી ઝુંટવી લેવો તે મહા અનર્થ છે. અને તેનો હિસ્સો મધ ખાનારને શિર પણ આવે છે.

(૧૦) પ્રશ્ન:—માખણ ખાવાથી શું નુકશાન?

ઉત્તર;—માખણ છાશમાંથી નીકળ્યાને પુરી બે ઘડી થઇ ન હોય તેટલા વખતમાં તેમાં બેઇંદ્રી જીવો ઉપજવા માંડે છે. માટે તે પણ અભક્ષ્ય એટલે નહિ ખાવા યોગ્ય છે. હમેશનું હમેશ તાજું માખણ નહિ તાવતાં જેઓ વાસી રહેવા દઈ બે ચાર દિવસનું માખણ ભેળું કરી તાવે છે તેમને મહા પાપ લાગે છે.

(૧૧) પ્રશ્ન:—શ્રાવકોએ કેવી વસ્તુ ખાવી જોઇએ?

ઉત્તર:—શ્રાવક શ્રાવિકાઓએ બનતાં સુધી ધાન્ય, કઠોળ, દુધ, દહી, ઘી, તેલ, સાકર, ખાંડ, ગોળ, સારાં ફળ વગેરે ચીજો ખાવી. લીલોત્રી જેમ બને તેમ ઓછી વાપરવી. અને અભક્ષ્ય ચીજોથી તો હમેશાં અળગાંજ રહેવું.

(૧૨) પ્રશ્ન:—લોટ કેવો વાપરવો?

ઉત્તર:—તાજો એટલે થોડા કાળનો; કારણ કે ઝાઝા દિવસે લોટમાં જીવાત ઉપજે છે. એથી અહિંસાનો દોષ લાગવા ઉપરાંત ખાનારની તંદુરસ્તીને પણ નુકશાન થાય છે.

(૧૩) પ્રશ્ન:—કેવો લોટ બિલ્કુલ વાપરવોજ નહિ?

ઉત્તર:—પરદેશી પડસુદી આવે છે તે તથા મીલનો બનેલો રવો કદી પણ વાપરવો નહિ. કારણ કે તેમાં અગણિત ત્રસજીવો હોય છે. વળી એ લોટ તદન હલકી જાતના ઘઉંનો બનેલો હોય છે અને કાંકરા વગેરે પણ તેમાં પુષ્કળ હોય છે. આથી ખાનારને પથરી વગેરે દરદનો ઘણો સંભવ રહે છે.

(૧૪) પ્રશ્ન:—પાણી કેવું પીવું?

ઉત્તર:—ગળેલું અને બની શકે તો ગરમ કરેલું પાણી પીવું. આથી શરીરને ઘણો ફાયદો થાય છે. તેમજ ઘણી જાતનાં દરદો

જેવાં કે કોલેરા, મરકી, વાળા વગેરેનો ભય ઓછો રહે છે. જૈન સાધુઓનાં શરીર લુખ્ખો આહાર કરવા છતાં નિરોગી રહે છે તેનું મુખ્ય કારણ એ છે કે તેઓ ગરમ પાણી વાપરે છે અને રાત્રી પહેલાં જમી લે છે. ગરમ પાણીનાં વખાણ હિંદુ વૈદ્યક શાસ્ત્રમાં તેમજ અંગ્રેજોના વૈદ્યકમાં પણ પુષ્કળ કર્યાં છે. જેમનાથી હમેશ ગરમ પાણી પીવાનું ન બને તેમણે પણ બીમારી વખતે ગરમ પાણી પીવું જરૂરનું છે. ઇન્દ્રિયનિગ્રહ માટે પણ એ જરૂરનું છે.

(૧૫) પ્રશ્નઃ—કયે વખતે આહાર પાણી મુદ્દલ લેવાંજ નહિ ?

ઉત્તરઃ—દિવસ આથમ્યા પછી એટલે રાત્રે કંઇ પણ ખાવું-પીવું નહિ.

(૧૬) પ્રશ્નઃ—રાત્રીભોજનથી શું નુકશાન ?

ઉત્તરઃ—રાત્રે ખાવાથી અજાણતાં ઘણાં સુક્ષ્મ જંતુઓ ખોરાકમાં આવી જાય છે; તેથી શરીર અને બુદ્ધિ બગડે છે. માટે રાત્રે ખાવાની આપણાં તેમજ બીજાં હિંદુ શાસ્ત્રોમાં મના છે.

(૧૭) પ્રશ્નઃ—રાત્રીભોજન કરવાનાં પચ્ચખાણ અથવા બંધી કરવાથી શું લાભ થાય ?

ઉત્તરઃ—સૂર્ય આથમે ત્યારથી ઉગતાં સુધી ચાર આહારનાં પચ્ચખાણ કરવાથી અર્ધા ઉપવાસનું ફળ પ્રાપ્ત થાય છે.

(૧૮) પ્રશ્નઃ—ચાર આહારનાં નામ આપો.

ઉત્તરઃ—અન્ન, પાણી, સુખડી, અને મુખવાસ ( પાન, સોપારી વગેરે )

(૧૯) પ્રશ્નઃ—અનાજને માટે શાસ્ત્રમાં કયો શબ્દ વપરાયો છે ?

ઉત્તરઃ—અસણં.

(૨૦) પ્રશ્નઃ—પાણીને માટે ?

ઉત્તરઃ—પાણં.

(૨૧) પ્રશ્નઃ—સુખડીને માટે ?

ઉત્તરઃ—ખાઇમં.

(૨૨) પ્રશ્નઃ—મુખવાસ માટે ?

ઉત્તરઃ—સાઇમં.

(૨૩) પ્રશ્નઃ—ચાર આહારનાં પચ્ચખાણ કરવાં હોય ત્યારે શું કહેવું ?

ઉત્તરઃ—"ચઉવિહંપિ આહારં પચ્ચખામિ અસણં પાણં ખાઇમં સાઇમં

અન્નથાણાભોગેણં સહસ્સાગારેણં અપ્પાણં વોસિરામિ." એ પ્રમાણે કહેવું.

(૨૪) પ્રશ્નઃ—ચઉવિહઆહારનાં પચ્ચખાણ પારતી વખતે શું કહેવું?

ઉત્તરઃ—'ચઉવિહંપિઆહારં પચ્ચખાણ ફાસિયં પાલિયં સોહિયં તિરીયં કિત્તિયં આરાહિયં આણાએ અણુપાલિય ન ભવઇ—તસ્સ મિચ્છામિ દુક્કડં.' એ પ્રમાણે કહેવું. પચ્ચખાણ પાર્યા વગર કાંઇ ચીજ ઉપયોગમાં લેવી નહિ—ખાવી નહિ.

## મનોયત્ન ૧૧ મું—ત્રીછાલોકે જ્યોતિષી દેવો.

(૧) પ્રશ્નઃ—તમે સૂર્ય દીઠો છે?

ઉત્તરઃ—હા.

(૨) પ્રશ્નઃ—સૂર્ય એ જૈન શાસ્ત્ર પ્રમાણે શું ચીજ છે?

ઉત્તરઃ—દેવતાનું વિમાન.

(૩) પ્રશ્નઃ—એ વિમાન શાનું છે?

ઉત્તરઃ—સ્ફાટિક રત્નનું.

(૪) પ્રશ્નઃ—આ અજવાળું ક્યાંથી આવે છે?

ઉત્તરઃ—સૂર્યના વિમાનમાંથી.

(૫) પ્રશ્નઃ—અજવાળાનું બીજું નામ શું?

ઉત્તરઃ—જ્યોત, પ્રકાશ.

(૬) પ્રશ્નઃ—સૂર્યમાં રહેનારા દેવતાને કેવા દેવતાઓ કહે છે?

ઉત્તરઃ—જ્યોતિષી.

(૭) પ્રશ્નઃ—સૂર્ય સિવાય બીજા જ્યોતિષી દેવતા છે? હોય તો કયા?

ઉત્તરઃ—હા છે; ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા.

(૮) પ્રશ્નઃ—કુલ કેટલી જાતના જ્યોતિષી દેવો છે?

ઉત્તરઃ—અસંખ્યાતા.

(૧૦) પ્રશ્નઃ—કુલ દેવતા કેટલા છે?

ઉત્તરઃ—અસંખ્યાતા.

(૧૧) પ્રશ્નઃ—વિમાન ઝાઝાં છે કે દેવતા?

ઉત્તરઃ—દેવતા ઝાઝા છે; કારણ કે એકેકા વિમાનમાં ઘણાં દેવતા—દેવીઓ વસે છે.

(૧૨) પ્રશ્નઃ—જ્યોતિષી દેવતા ઝાઝા છે કે દેવીઓ ?
ઉત્તરઃ—દેવીઓ ઝાઝી છે; કારણ કે પ્રત્યેક દેવતાને ઓછામાં ઓછી ચાર દેવીઓ તો હોયજ.

(૧૩) પ્રશ્નઃ—આપણે જે વિમાનો જોઈએ છીએ તે બધાં ક્યા લોકમાં છે?
ઉત્તરઃ—ત્રીછાલોકમાં.

---

## મનોયત્ન ૧૨ મું—મનુષ્યના ભેદ.

---

(૧) પ્રશ્નઃ—મનુષ્યના મુખ્ય ભેદ કેટલા છે ? અને તે ક્યા ક્યા ?
ઉત્તરઃ—ચાર. ૧ કર્મ ભૂમિનાં મનુષ્ય, ૨ અકર્મ ભૂમિનાં મનુષ્ય, ૩ અંતરદ્વીપાનાં મનુષ્ય, અને ૪ સમૂર્છિમ મનુષ્ય.

(૨) પ્રશ્નઃ—કર્મ ભૂમિ કોને કહેવાય ?
ઉત્તરઃ—જે ભૂમિમાં મનુષ્યો અસિ, મસિ, અને કૃષિ એ ત્રણ પ્રકારના વ્યાપાર વડે જીવે તે ભૂમિને કર્મ ભૂમિ કહે છે.

(૩) પ્રશ્નઃ—અસિનો વ્યાપાર એટલે શું ?
ઉત્તરઃ—તલવાર વગેરે હથિયારનો ઉપયોગ કરવો તે.

(૪) પ્રશ્નઃ—મસિનો વ્યાપાર કોને કહેવાય ?
ઉત્તરઃ—લખવાનો ધંધો તે મસિનો વ્યાપાર કહેવાય.

(૫) પ્રશ્નઃ—કૃષિ વ્યાપાર એટલે શું ?
ઉત્તરઃ—ખેતીવાડીનો ઉદ્યોગ.

(૬) પ્રશ્નઃ—એ ત્રણે પ્રકારનો વ્યાપાર અહિંયાં છે ?
ઉત્તરઃ—હા.

(૭) પ્રશ્નઃ—આ કેવી ભૂમિ કહેવાય ?
ઉત્તરઃ—કર્મ ભૂમિ.

(૮) પ્રશ્નઃ—કર્મ ભૂમિનાં ક્ષેત્ર કેટલાં છે ?
ઉત્તરઃ—પંદર.

(૯) પ્રશ્નઃ—એ પંદર માંહેલા ક્યા ક્ષેત્રમાં આપણે રહીએ છીએ ?
ઉત્તરઃ—ભરત ક્ષેત્રમાં.

(૧૦) પ્રશ્નઃ—ભરત ક્ષેત્ર કેટલાં છે ?
ઉત્તરઃ—પાંચ.

(૧૧) પ્રશ્ન:—પાંચ માંહેલા જંબુદ્વિપમાં કેટલા ભરત છે?
ઉત્તર:—એક.

(૧૨) પ્રશ્ન:—બાકીના ચાર ભરત કયા દ્વીપમાં છે?
ઉત્તર:—૨ ધાતકીખંડમાં અને બે અર્ધા પુષ્કર દ્વીપમાં.

(૧૩) પ્રશ્ન:—આપણાથી ત્યાં જઈ શકાય કે નહિ?
ઉત્તર:—દેવતાની સ્હાયતા વગર જઈ શકાય નહિ.

(૧૪) પ્રશ્ન:—દેવતાની સ્હાયતા વગર કોઈ પણ ત્યાં જઇ શકે કે નહિ?
ઉત્તર:—હા. વિદ્યાના બળથી ઘણાક સાધુઓ ત્યાં જઈ શકે છે.

(૧૫) પ્રશ્ન:—એવા સાધુઓ હાલ કયા ક્ષેત્રમાં છે?
ઉત્તર:—પંચ મહાવિદેહ ક્ષેત્રમાં.

(૧૬) પ્રશ્ન:—પાંચે મહાવિદેહમાં પ્રવોક્ત ત્રણ પ્રકારનો વ્યાપાર છે કે?
ઉત્તર:—હા.

(૧૭) પ્રશ્ન:—પાંચ મહાવિદેહ માંહેલા જંબુદ્વીપમાં કેટલા છે?
ઉત્તર:—એક.

(૧૮) પ્રશ્ન:—બાકીના ૪ મહાવિદેહ કયા દ્વીપમાં છે?
ઉત્તર:—૨ ધાતકીખંડમાં અને ૨ અર્ધપુષ્કર દ્વીપમાં.

(૧૯) પ્રશ્ન:—ભરત અને મહાવિદેહ સિવાય બાકીનાં પાંચ ક્ષેત્રોનું નામ શું?
ઉત્તર:—ઐરવ્રત.

(૨૦) પ્રશ્ન:—પાંચે ઐરવ્રત ક્ષેત્રો કયા કયા દ્વીપમાં આવેલાં છે?
ઉત્તર:—એક જંબુદ્વીપમાં, બે ધાતકીખંડમાં અને બે અર્ધપુષ્કર દ્વીપમાં.

(૨૧) પ્રશ્ન:—કર્મ ભૂમિનાં ૧૫ ક્ષેત્રો ગણાવો.
ઉત્તર:—પાંચ ભરત, પાંચ ઐરવ્રત અને પાંચ મહાવિદેહ.

(૨૨) પ્રશ્ન:—કર્મ ભૂમિનાં પંદરે ક્ષેત્રો સરખાં છે કે નાનાં મોટાં?
ઉત્તર:—એકજ દ્વીપમાં આવેલાં ભરત અને ઐરવ્રત ક્ષેત્રો વિસ્તારમાં અને આકારમાં સરખાં છે, તેમનાથી તેજ ક્ષેત્રના મહાવિદેહનો વિસ્તાર વધારે છે. તેમજ જંબુદ્વીપનાં ક્ષેત્રો કરતાં ધાતકીખંડનાં ક્ષેત્રો વિસ્તારમાં મોટાં છે અને તેનાથી અર્ધપુષ્કરનાં ક્ષેત્રો વિસ્તારમાં મોટાં છે. વળી ધાતકીખંડના બંને મહાવિદેહો સરખા છે. અને અર્ધપુષ્કરના પણ બંને મહાવિદેહો સરખા છે.

(૨૩) પ્રશ્ન:-જંબુદ્વીપમાં ભરત, ઇરવૃત્ત અને મહાવિદેહ ક્ષેત્રો ક્યાં ક્યાં છે?
ઉત્તર:-જંબુદ્વિપમાં દક્ષિણ તરફ ભરત, ઉત્તર તરફ ઇરવૃત્ત અને મધ્ય ભાગમાં મહાવિદેહ ક્ષેત્ર છે. ( આવીજ રીતે ધાતકીખંડમાં તેમજ અર્ધપુષ્કર દ્વીપમાં પણ ઉત્તર તરફ બે ઇરવૃત્ત, દક્ષિણ તરફ બબ્બે ભરત અને મધ્ય ભાગમાં બબ્બે મહાવિદેહ આવેલા છે.)

(૨૪) પ્રશ્ન:-અકર્મ ભૂમિ કોને કહેવાય ?
ઉત્તર:-જે ભૂમિના મનુષ્યો અસિ, મસિ અને કૃષિના વ્યાપાર રહિત હોય અને દશ પ્રકારનાં કલ્પવૃક્ષ વડે જીવે, તેને અકર્મ ભૂમિ કહેવાય.

(૨૫) પ્રશ્ન:-કલ્પવૃક્ષ એટલે શું ?
ઉત્તર:-મનમાં કલ્પેલી-ચિંતવેલી વસ્તુ આપે તેવાં વૃક્ષો.

(૨૬) પ્રશ્ન:-અકર્મ ભૂમિનાં ક્ષેત્રો કેટલાં છે?
ઉત્તર:-ત્રીશ.

(૨૭) પ્રશ્ન:-ત્રીશ અકર્મભૂમિનાં ક્ષેત્રોનાં નામ કહો.
ઉત્તર:-૫ હેમવય, ૫ હીરણ્યવય, ૫ હરીવાસ, ૫ રમ્યકવાસ, ૫ દેવકુરૂ અને ૫ ઉત્તરકુરૂ.

(૨૮) પ્રશ્ન;-જંબુદ્વીપમાં અકર્મભૂમિનાં ક્ષેત્ર કેટલાં છે?
ઉત્તર:-છ. ( ૧ હિમવય, ૧ હિરણવય, ૧ હરિવાસ, ૧ રમ્યકવાસ, ૧ દેવકુરૂ, ૧ ઉત્તરકુરૂ.)

(૨૯) પ્રશ્ન:-ધાતકી ખંડમાં અકર્મ ભૂમિનાં ક્ષેત્રો કેટલાં છે?
ઉત્તર:-બાર (૨ હેમવય, ૨ હીરણવય, ૨ હરિવાસ, ૨ રમ્યકવાસ, ૨ દેવકુરૂ અને ૨ ઉત્તરકુરૂ.)

(૩૦) પ્રશ્ન:-અર્ધપુષ્કર દ્વીપમાં અકર્મ ભૂમિનાં ક્ષેત્રો કેટલાં છે ?
ઉત્તર:-બાર ( ૨ હેમવય, ૨ હીરણવય, ૨ હરિવાસ, ૨ રમ્યકવાસ ૨ દેવકુરૂ અને ૨ ઉત્તરકુરૂ.

(૩૧) પ્રશ્ન:-અકર્મભૂમિનાં મનુષ્યોને કેવાં કહે છે?
જુગલિયાં.

(૩૨) પ્રશ્ન:-તેઓ જુગલિયાં શાથી કહેવાય છે ?
ઉત્તર:-ત્યાંનાં સ્ત્રીપુરૂષો જુગલપણે-જોડલે અવતરે છે તેથી તેઓ જુગલ અર્થાત્ જુગલિયાં કહેવાય છે.

(૩૩) પ્રશ્નઃ—એકેક જુગલિણી—જુગલની સ્ત્રી કેટલાં જોડલાંને જન્મ આપે છે?
ઉત્તરઃ—જુગલિણીને મરવા આડા પુરા બે કે ત્રણ માસ ન હોય ત્યારે તેને માત્ર એકજ વાર એક જોડલું પ્રસવે છે.

(૩૪) પ્રશ્નઃ—એ જોડલું પુત્રનું હોય છે કે પુત્રીનું?
ઉત્તરઃ—એક પુત્ર અને એક પુત્રી જોડલે જન્મે છે.

(૩૫) પ્રશ્નઃ—જુગલિણી પોતાનાં પુત્ર પુત્રીની પ્રતિપાલના કેટલા દિવસ કરે?
ઉત્તરઃ—દેવકુરૂ ઉત્તરકુરૂમાં ૪૯ દિવસ, હરિવાસ રમ્યકવાસમાં ૬૪ દિવસ અને હિમવય હીરણવયમાં ૭૯ દિવસ જુગલિણી પોતાનાં છોરૂની પ્રતિપાલના કરે છે. અને પછી તેઓ મૃત્યુ પામે છે.

(૩૬) પ્રશ્નઃ—એટલાં નાનાં બાળકોનાં માબાપ મરણ પામે છે ત્યારે તેની પાછળથી શી વલે થતી હશે?

ઉત્તરઃ—તે બાળકો એટલા દિવસમાં તો તેમનાં માબાપ અને બીજાં જુગલીયાં જેવાં દેખાય છે. અને ભાઈ બ્હેન, સ્ત્રી પુરૂષ થઇને રહે છે. અને કલ્પવૃક્ષથી ઈચ્છીત સુખો મેળવે છે.

(૩૭) પ્રશ્નઃ—તેઓમાં સગાં ભાઇબ્હેન સ્ત્રીપુરૂષ થઇને રહે એવી વખોડી કાઢવા જેવી રીત કેમ હશે?

ઉત્તરઃ—જુગલીયામાં અનાદિકાળથી એવો જ વ્યવહાર ચાલ્યો આવે છે. તેમનાં અંતઃકરણ બહુ નિર્મળ અને પવિત્ર હોય છે, જુગલ પોતાની સ્ત્રીથી અને જુગલિણી પોતાના પતિથી જ સદા સંતુષ્ટ રહે છે. તેઓમાં વ્યભિચાર, ચોરી, જુઠ, કજીઆ કંકાસ કે વેર વિરોધ કાંઇ હોતું નથી.

(૩૮) પ્રશ્નઃ—જુગલિયામાં સ્ત્રીનું આયુષ્ય વધારે હોય કે પુરૂષનું?
ઉત્તરઃ—તેઓમાં સાથે જન્મેલાં સ્ત્રીપુરૂષો સાથે જ મરે છે અને આખી જીંદગીમાં તેઓને કદી પણ એક બીજાનો વિયોગ થતો નથી.

(૩૯) પ્રશ્નઃ—જુગલિયાનું આયુષ્ય કેટલું હોય છે?
ઉત્તરઃ—હીમવય હીરણવયમાં એક પલ્યોપમ—અસંખ્યાતા વર્ષનું, હરિવાસ રમ્યકવાસમાં બે પલ્યોપમનું અને દેવકુરૂ અને ઉત્તરકુરૂમાં ત્રણ પલ્યોપમનું આયુષ્ય હોય છે.

(૪૦) પ્રશ્નઃ—જુગલિયાં મરીને કઇ ગતિમાં જાય છે?
ઉત્તરઃ—દેવગતિમાં.

(૪૧) પ્રશ્ન:—જુગલિયાના શરીરની ઉત્કૃષ્ટી અવઘેણા—અવગાહના—શરીરની ઉંચાઈ કેટલી હોય છે?

ઉત્તર:—હીમવય, હીરણવયમાં એક ગાઉ; હરિવાસ તથા રમ્યક્વાસમાં બે ગાઉ; અને દેવકુરૂ તથા ઉત્તરકુરૂમાં ત્રણ ગાઉની જુગલીયાંની ઉંચાઈ હોય છે.

(૪૨) પ્રશ્ન:—જુગલિયાં જૈન ધર્મ પાળતાં હશે કે બીજો કોઇ?

ઉત્તર:—તેઓ કોઈ અમુક ધર્મ પાળતાં નથી અને તેવી તેમનામાં ઉંડી સમજ પણ હોતી નથી; પરંતુ તેઓ અધર્મ આચરણ આચરતાં નથી. તેઓ સ્વભાવે બહુ સરલ અને ભદ્રિકપ્રણામી હોય છે.

(૪૩) પ્રશ્ન:—૩૦ અકર્મ ભૂમિ સિવાય બીજાં કોઈ જુગલિયાંનાં ક્ષેત્ર છે? હોય તો કયા?

ઉત્તર:—૫૬ અંતરદ્વીપા છે તેમાં પણ જુગલિયાં વસે છે.

(૪૪) પ્રશ્ન:—એ ૫૬ અંતરદ્વીપા કયાં છે?

ઉત્તર:—લવણ સમુદ્રમાં.

(૪૫) પ્રશ્ન:—તેને અંતરદ્વીપા શા માટે કહે છે?

ઉત્તર:—સમુદ્રમાં અંતરીક્ષ—અદ્ધર રહ્યા છે માટે.

(૪૬) પ્રશ્ન:—અંતરીક્ષ શાને આધારે રહ્યા હશે?

ઉત્તર:—પર્વતની દાઢાઓ ઉપર રહેલા છે.

(૪૭) પ્રશ્ન:—તેવી દાઢાઓ કુલ કેટલી છે?

ઉત્તર:—આઠ.

(૪૮) પ્રશ્ન:—એ આઠ દાઢાઓ કયા કયા પર્વતોથી નીકળી છે?

ઉત્તર:—ચાર દાઢા ચુલહિમવંત પર્વતમાંથી અને ચાર દાઢા શિખરી પર્વતમાંથી નીકળી છે.

(૪૯) પ્રશ્ન—ચુલહિમવંત અને શિખરી પર્વતો કયાં આવેલા છે? કેવડા છે? અને તેમાંથી દાઢાઓ કેવી રીતે નીકળી છે તથા દરેક દાઢાઓ ઉપર અંતરદ્વીપાઓ કયે ઠેકાણે આવેલા છે?

ઉત્તર:—જંબુદ્વીપમાં ભરત ક્ષેત્રની ઉત્તરે ચુલહિમવંત પર્વત અને ઇરવૃત્ત ક્ષેત્રની દક્ષિણે શિખરી પર્વત છે. તે બન્ને પર્વતો* પુર્વ પ-

* શિક્ષકે જંબુદ્વીપનો કે અઢીદ્વીપનો નકશો હોય તો તેમાંથી દેખાડવા; નકશો ન હોય તો સ્લેટ કે કાગળ ઉપર આકાર કાઢી બતાવવો.

શ્ચિમ લાંબા અને ઉત્તર દક્ષિણ પહોળા છે. તેની ઉંચાઈ સો યોજનની, ઊંડાઈ પચીશ યોજનની, પહોળાઈ ૧૦૫૨ યોજન અને ૧૨ કળાની* તથા લંબાઈ ૨૪૯૩૨ યોજનથી કાંઈક ઝાઝેરી છે. બંને પર્વતો સરખા છે. બંને પૂર્વ પશ્ચિમ લવણ સમુદ્ર સુધી ગયેલા છે. ત્યાં પૂર્વ છેડેથી બે દાઢા ચુલહિમવંત-માંથી અને બે દાઢા શિખરી પર્વતમાંથી નીકળી છે. તેવીજ રીતે પશ્ચિમ છેડેથી પણ બબ્બે દાઢાઓ નીકળી છે. આ સર્વ દાઢાઓ લવણ સમુદ્રમાં ૮૪૦૦ યોજન ઝાઝેરી લાંબી ગએલી છે. તે મૂળમાં સાંકડી અને આગળ જતાં પહોળી થતી ગઈ છે. જંબુદ્વીપને ફરતો જગતીનો કોટ છે તે કોટથી લવણ સમુદ્ર શરૂ થાય છે. એ લવણ સમુદ્રમાં જગતીના કોટથી ૩૦૦ યોજન દુર દરેક દાઢાઓ ઉપર ૩૦૦ યોજનનો લાંબો પહોળો પહેલો અંતરદ્વીપો આવે, ત્યાંથી ૪૦૦ યોજન દુર ૪૦૦ યોજનનો લાંબો પહોળો બીજો અંતરદ્વીપો આવે, ત્યાંથી ૫૦૦ યોજન દૂર ૫૦૦ યોજનનો લાંબો પહોળો ત્રીજો અંતરદ્વીપો આવે, ત્યાંથી ૬૦૦ યોજન દૂર ૬૦૦ યોજનનો લાંબો પહોળો ચોથો અંતરદ્વીપો આવે, ત્યાંથી ૭૦૦ યોજન દૂર ૭૦૦ યોજનનો લાંબો પહોળો પાંચમો અંતરદ્વીપો આવે, ત્યાંથી ૮૦૦ યોજન દૂર ૮૦૦ યોજનનો લાંબો પહોળો છઠ્ઠો અંતરદ્વીપો આવે, ત્યાંથી ૯૦૦ યોજન દૂર ૯૦૦ યોજનનો લાંબો પહોળો સાતમો અંતરદ્વીપો આવે, એમ આઠે દાઢાના મળીને કુલ ૫૬ અંતરદ્વીપા લવણ સમુદ્ર મધ્યે પાણીની સપાટીથી અઢી યોજન ઝાઝેરા ઉંચા જાણવા.

(૫૦) પ્રશ્ન:—અંતરદ્વીપામાં ત્રણ પ્રકારના વ્યાપાર છે કે નહિ ?

ઉત્તર:—નથી; ત્યાંનાં મનુષ્યો કલ્પવૃક્ષ+ કરી જીવે છે.

(૫૧) પ્રશ્ન:—અંતરદ્વીપાનાં મનુષ્યોનું આયુષ્ય કેટલું હોય છે ?

ઉત્તર:—પલ્યોપમના અસંખ્યાતમા ભાગે અસંખ્યાતા વર્ષનું.

(૫૨) પ્રશ્ન:—અંતરદ્વીપાનાં જુગલિયાં મરીને કયાં ઉપજે ?

ઉત્તર:—દેવગતિમાં ( ભવનપતિમાં અથવા વાણવ્યંતરમાં )

---

* એક યોજનની ૧૯ કળા.

+ અંતરદ્વીપાનાં કલ્પવૃક્ષોનો પ્રભાવ અકર્મભૂમિનાં કલ્પવૃક્ષોથી ઓછો હોયછે.

(૫૩) પ્રશ્નઃ—અંતરદ્વીપાનાં જુગલિયાંની અવઘેણા કેટલી હોય છે?

ઉત્તરઃ—૮૦૦ ધનુષ્યની.

(૫૪) પ્રશ્નઃ—બધાં જુગલિયાંની જઘન્ય—થોડામાં થોડી અવઘેણા કેટલી કહેવી?

ઉત્તરઃ—અંગુલનો અસંખ્યાતમો ભાગ. તે માતાના ઉદરમાં ઉપજતી વખતે એટલી અવઘેણા હોય. પછી ધીમે ધીમે વૃદ્ધિ પામેછે.

(૫૫) પ્રશ્નઃ—જુગલિયાંનાં કુલ ક્ષેત્ર કેટલાં છે?

ઉત્તરઃ—૮૬. (૩૦ અકર્મ ભૂમિ અને ૫૬ અંતરદ્વીપા)

(૫૬) પ્રશ્નઃ—મનુષ્યનાં કુલ ક્ષેત્ર કેટલાં છે?

ઉત્તરઃ—૧૦૧. (૮૬ જુગલિયાં અને ૧૫ કર્મભૂમિ.)

(૫૭) પ્રશ્નઃ—મનુષ્યનાં ૧૦૧ ક્ષેત્ર પૈકી જંબુદ્વીપમાં કેટલાં ક્ષેત્ર છે?

ઉત્તરઃ—નવ (૩ કર્મભૂમિ અને ૬ અકર્મભૂમિ.)

(૫૮) પ્રશ્નઃ—લવણ સમુદ્રમાં મનુષ્યનાં ક્ષેત્ર કેટલાં છે?

ઉત્તરઃ—૫૬. (અંતરદ્વીપા)

(૫૯) પ્રશ્નઃ—ધાતકીખંડમાં મનુષ્યનાં ક્ષેત્ર કેટલાં છે?

ઉત્તરઃ—૧૮. (૬ કર્મભૂમિ અને ૧૨ અકર્મભૂમિ.)

(૬૦) પ્રશ્નઃ—કાળોદધિમાં મનુષ્ય ક્ષેત્ર કેટલાં?

ઉત્તરઃ—નથી.

(૬૧) પ્રશ્નઃ—અર્ધપુષ્કરમાં મનુષ્ય ક્ષેત્ર કેટલાં?

ઉત્તરઃ—૧૮ (૬ કર્મભૂમિ અને ૧૨ અકર્મભૂમિ.)

(૬૨) પ્રશ્નઃ—અઢીદ્વીપ બહાર મનુષ્ય ક્ષેત્ર કેટલાં?

ઉત્તરઃ—નથી.

(૬૩) પ્રશ્નઃ—સમૂચ્છિર્મ મનુષ્ય કોને કહેવાય?

ઉત્તરઃ—મનુષ્ય સંબંધી અશુચીના—ગંદકીના સ્થાનકમાં ઉપજે તે સમૂચ્છિર્મ મનુષ્ય કહેવાય.

(૬૪) પ્રશ્નઃ—એવાં ગંદકીનાં સ્થાનક કેટલાં છે? અને તે કયાં કયાં?

ઉત્તરઃ—મનુષ્યના મળમાં,[૧] મૂત્રમાં,[૨] બળખામાં,[૩] લીંટમાં,[૪] વમનમાં,[૫] પીત્તમાં,[૬] પરૂમાં,[૭] લોહીમાં,[૮] વીર્યમાં,[૯] વીર્યાદિકનાં સુકાયલાં પુદ્ગલ[૧૦] ફરી ભીનાં થાય તેમાં, મનુષ્યના જીવ રહિત કલેવરમાં,[૧૧] સ્ત્રી પુરૂષના[૧૨] સંયોગમાં, નગરની[૧૩] ખાળોમાં, અને સર્વ અશુચીના[૧૪] સ્થાનકમાં (મનુષ્ય સંબંધી) એ ચૌદ સ્થાનકમાં સમૂચ્છિર્મ મનુષ્યો ઉપજે છે.

(૬૫) પ્રશ્ન:—જુગલિયાંનાં મળ, મૂત્રાદિકમાં સમૂર્ચ્છિમ મનુષ્યો ઉપજે?
ઉત્તર:—હા.

(૬૬) પ્રશ્ન:—સમૂર્ચ્છિમ મનુષ્ય તમે દીઠાં છે?
ઉત્તર:—ના; તેનું શરીર બહુ બારીક છે તેથી આપણી નજરે આવે નહિ.

(૬૭) પ્રશ્ન:—તેમની અવઘેણા તથા આયુષ્ય કેટલાં હોય?
ઉત્તર:—તેમની અવગાહના અંગુલનો અસંખ્યાતમો ભાગ તથા તેમનું આયુષ્ય જઘન્ય અને ઉત્કૃષ્ટું અંતર્મુહુર્તનું હોય છે–ઉપજ્યા પછી બે ઘડીની અંદર તેઓ મરી જાય છે.

(૬૮) પ્રશ્ન:—સમૂર્ચ્છિમ મનુષ્યને માતા પિતા હોય?
ઉત્તર:—ના; તેઓ માતા પિતાની અપેક્ષા વગર ઉપજે છે.

(૬૯) પ્રશ્ન:—જેઓ માતા પિતાના સંયોગથી ઉપજે તે કેવાં મનુષ્ય?
ઉત્તર:—ગર્ભજ.

(૭૦) પ્રશ્ન:—ગર્ભજ મનુષ્યના કેટલા ભેદ છે?
ઉત્તર:—૨૦૨.

(૭૧) પ્રશ્ન:—ગર્ભજ મનુષ્યના ૨૦૨ ભેદ કેવી રીતે થાય?
ઉત્તર:—૧૦૧ ક્ષેત્રના (ક્ષેત્ર આશ્રયી) ૧૦૧ ભેદ ગણાય છે. હવે દરેક ક્ષેત્રમાં ગર્ભજ મનુષ્યના અપર્યાપ્તા અને પર્યાપ્તા એવા બબ્બે ભેદ લાભે છે. તેથી ૧૦૧ અપર્યાપ્તા અને ૧૦૧ પર્યાપ્તા મળી ૨૦૨ ભેદ.

(૭૨) પ્રશ્ન:—જુગલિયાં ગર્ભજ કે સમૂર્ચ્છિમ?
ઉત્તર:—ગર્ભજ.

(૭૩) પ્રશ્ન:—પર્યાપ્તા અને અપર્યાપ્તા એટલે શું?
ઉત્તર:—૭ પ્રકારની પર્યાપ્તિ છે કે જે વડે આત્મા પુદ્ગલને ગ્રહણ કરે છે તથા તેને શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન પણે પરિણમાવી શકે છે. તે પર્યાપ્તિ જ્યાં સુધી જીવે કોઇ પણ ગતિમાં ઉત્પન્ન થઇને પુરી કીધી ન હોય ત્યાં સુધી અપર્યાપ્તો કહેવાય અને પુરી થયા પછી પર્યાપ્તો કહેવાય.

(૭૪) પ્રશ્ન:—૭ પર્યાપ્તિનાં નામ કહો.
ઉત્તર—૧ આહારપર્યાપ્તિ, ૨ શરીરપર્યાપ્તિ, ૩ ઇંદ્રિયપર્યાપ્તિ, ૪ શ્વાસોશ્વાસપર્યાપ્તિ, ૫ ભાષાપર્યાપ્તિ અને ૬ મન:પર્યાપ્તિ.

(૭૫) પ્રશ્ન:—અપર્યાપ્તા પણે જીવ વધારેમાં વધારે કેટલો કાળ રહે?
ઉત્તર:—અંતર્ મુહુર્ત,

(૭૬) પ્રશ્ન;—અપર્યાપ્તા ક્યાં સુધી કહેવાય?

ઉત્તર:—જે ગતિમાં જેટલી પ્રજા બાંધવાની હોય તેટલી પુરી બંધાઈ ન રહે ત્યાં સુધી અપર્યાપ્તો કહેવાય. ( છ પ્રજા બાંધવાની હોય તો પાંચ પ્રજા બાંધતાં સુધી અપર્યાપ્તો, પાંચ બાંધવાની હોય તો ચાર સુધી અપર્યાપ્તો, અને ચાર બાંધવાની હોય તો ત્રણ સુધી અપર્યાપ્તો કહેવાય. )

(૭૭) પ્રશ્ન:—આપણી પાસે કેટલી પર્યાપ્તિ છે?

ઉત્તર:—છએ.

(૭૮) પ્રશ્ન:—સમૂર્ચ્છિમ મનુષ્યના કેટલા ભેદ છે?

ઉત્તર:—૧૦૧. ( ૧૦૧ ક્ષેત્રના ક્ષેત્ર આશ્રયી ૧૦૧ ભેદ)

(૭૯) પ્રશ્ન:—સમૂર્ચ્છિમ મનુષ્યમાં અપર્યાપ્તા અને પર્યાપ્તા એવા બે ભેદ છે કે નહિ?

ઉત્તર:—ના. તેઓ અપર્યાપ્તા પણે ( અધુરી પર્યાપ્તિએ જ ) મરી જાય છે.

(૮૦) પ્રશ્ન;—સમૂર્ચ્છિમ મનુષ્યમાં કેટલી પર્યાપ્તિ લાભે?

ઉત્તર:—ચાર. (પહેલી.)

(૮૧) પ્રશ્ન:—મનુષ્યના કુળ ભેદ કેટલા? (વિસ્તારે)

ઉત્તર:—૩૦૩ (૧૦૧ ક્ષેત્રના ગર્ભજ મનુષ્યના અપર્યાપ્તા અને પર્યાપ્તા તથા ૧૦૧ ક્ષેત્રના સમુર્ચ્છિમ મનુષ્યના અપર્યાપ્તા મળી ૩૦૩.)

(૮૨) પ્રશ્ન:—મનુષ્યના ૩૦૩ ભેદમાંથી આપણા ભરત ક્ષેત્રમાં કેટલા ભેદ લાભે?

ઉત્તર:—ત્રણ. (જંબુદ્વીપના ભરતના ગર્ભજ મનુષ્યનો અપર્યાપ્તો અને પર્યાપ્તો તથા સમુર્ચ્છિમના અપર્યાપ્તો.)

(૮૩) પ્રશ્ન:—જંબુદ્વીપમાં મનુષ્યના ભેદ કેટલા લાભે?

ઉત્તર;—સત્તાવીશ. ( ત્રણ કર્મભૂમિના ૯ ભેદ અને છ અકર્મ ભૂમિના ૧૮ ભેદ મળી કુલ ૨૭)

(૮૪) પ્રશ્ન:—લવણ સમુદ્રમાં મનુષ્યના ભેદ કેટલા?

ઉત્તર:—૧૬૮ (૫૬ અંતરદ્વીપાના.)

(૮૫) પ્રશ્ન:—ધાતકીખંડમાં મનુષ્યના ભેદ કેટલા?

ઉત્તર:—૫૪. ( છ કર્મભૂમિના ૧૮ ભેદ. અને ૧૨ અકર્મભૂમિના ૩૬.)

(૮૬) પ્રશ્ન:—અર્ધ પુષ્કરમાં મનુષ્યના કેટલા ભેદ લાભે?

ઉત્તર:—૫૪. ( છ કર્મભૂમિના ૧૮ ભેદ તથા ૧૨ અકર્મભૂમિના ૩૬ ભેદ મળી કુલ ભેદ ૫૪ લાભે. )

# મનોયત્ન ૧૩-તિર્યંચના ભેદ.

(૧) પ્રશ્નઃ—તિર્યંચ કોને કહેવાય?

ઉત્તરઃ—મનુષ્ય, દેવતા અને નારકી સિવાયના બીજા બધા ત્રસ અને સ્થાવર જીવો તિર્યંચ કહેવાય છે.

(૨) પ્રશ્નઃ—તિર્યંચના મુખ્ય ભેદ કેટલા અને કયા કયા?

ઉત્તરઃ—ત્રણ. એકેંદ્રિય, વિકલેંદ્રિય, અને તિર્યંચ પંચેંદ્રિય.

(૩) પ્રશ્નઃ—એકેંદ્રિય કોને કહેવાય?

ઉત્તરઃ—જેને પાંચ ઇંદ્રિયો માંહેલી ફક્ત એકજ ઇંદ્રિય હોય તે એકેંદ્રિય અથવા સ્થાવર કહેવાય.

(૪) પ્રશ્નઃ—પાંચ ઇંદ્રિયો કયી કયી?

ઉત્તરઃ—૧ શ્રોત્રેંદ્રિય-સાંભળવાની ઇંદ્રિય એટલે કાન, ૨ ચક્ષુરિંદ્રિય જોવાની ઇંદ્રિય તે આંખ, ૩ ઘ્રાણેંદ્રિય-સુંઘવાની ઇંદ્રિય અર્થાત્ નાસિકા, ૪ રસેંદ્રિય-સ્વાદ જાણવાની ઇંદ્રિય અથવા જીભ, ૫ સ્પર્શેંદ્રિય-સ્પર્શ જાણવાની ઇંદ્રિય અથવા કાયા.

(૫) પ્રશ્નઃ—એકેંદ્રિયને કયી એક ઇંદ્રિય હોય?

ઉત્તરઃ—સ્પર્શેંદ્રિય અથવા કાયા.

(૬) પ્રશ્નઃ—વિકલેંદ્રિયના મુખ્ય ભેદ કેટલા અને કયા કયા?

ઉત્તરઃ—બે ઇંદ્રિય, તેંદ્રિય, અને ચઉરિંદ્રિય એ ત્રણ.

(૭) પ્રશ્નઃ—બે ઇંદ્રિય કોને કહેવાય?

ઉત્તરઃ—જેને કાયા અને મુખ એ બે ઇંદ્રિય હોય તેને બે ઇંદ્રિય કહેવાય.

(૮) પ્રશ્ન;—થોડાં બેઇંદ્રિય જીવોનાં નામ આપો.

ઉત્તરઃ—જળો, કીડા, પોરા, કરમીયા, આમણમુંડા, અણશીયા, વાંતરાં, શંખ, છીપ, કોડા, ચેળ, વગેરે ઘણી જાતિના બે ઇંદ્રિય જીવો હોય છે.

(૯) પ્રશ્નઃ—તે ઇંદ્રિય કોને કહેવાય?

ઉત્તરઃ—જેને કાયા, મુખ અને નાસિકા એ ત્રણે ઇંદ્રિયો હોય તે તે ઇંદ્રિય કહેવાય.

(૧૦) પ્રશ્ન—થોડાંક તે ઇંદ્રિય જીવોનાં નામ આપો.

ઉત્તરઃ—જુ, લીખ, ચાંચડ, માંકડ, કીડી, કુંથુઆ, માટલાં, ધનેડાં, જુવા, ઇતડી, ગીંગોડા, ઘીમેલ, ગધૈયા, કાનખજુરા, મંકોડા,

ઉધઇ, શવા વગેરે અનેક પ્રકારના તે ઇંદ્રિય જીવો હોય છે?

(૧૧) પ્રશ્ન:—ચઉરિંદ્રિય કોને કહેવાય?

ઉત્તર:—જેને કાયા, મુખ, નાસિકા અને આંખ એ ચાર ઈંદ્રિયો હોય તે ચઉરિંદ્રિય.

(૧૨) પ્રશ્ન:—થોડાંક ચઉરિંદ્રિય જીવોનાં નામ આપો.

ઉત્તર:—માખી, મસલાં, ડાંસ, મચ્છર, ભમરા, તીડ, પતંગ, કરોળિયા, કંસારી, ખડમાંકડી, ધ્રુડીયા, વીંછી, બગાં અને ખૂદાં એ વિગેરે ઘણી જાતના ચઉરિંદ્રિય જીવો હોય છે.

(૧૩) પ્રશ્ન:—પચેંદ્રિય કોને કહેવાય?

ઉત્તર:—જેને કાયા, મુખ, નાસિકા, આંખ અને કાન એ પાંચે ઇંદ્રિયો હોય તે પંચેન્દ્રિય કહેવાય.

(૧૪) પ્રશ્ન:—તિર્યંચ પંચેન્દ્રિયના મુખ્ય ભેદ કેટલા? અને કયા કયા?

ઉત્તર:—બે. ૧ સંજ્ઞી અથવા ગર્ભજ; ૨ અસંજ્ઞી અથવા સમૂર્છિમ.

(૧૫) પ્રશ્ન:—સંજ્ઞી તથા અસંજ્ઞી કોને કહેવાય?

ઉત્તર:—જેને મન હોય તે સંજ્ઞી અને જેને મન ન હોય તે અસંજ્ઞી.

(૧૬) પ્રશ્ન:—તિર્યંચ પંચેંદ્રિયમાં કોને મન હોય અને કોને ન હોય?

ઉત્તર:—જે માતાપિતાના સંયોગથી ઉત્પન્ન થાય છે તેને એટલે ગર્ભજને મન હોય છે. અને જે માતાપિતાની અપેક્ષા વિના ઉત્પન્ન થાય છે તેને એટલે સમૂર્છિમને મન હોતું નથી.

(૧૭) પ્રશ્ન:—એકેંદ્રિય તથા વિકલેંદ્રિય જીવો ગર્ભજ કહેવાય કે સમૂર્છિમ? અને તેને મન હોય કે નહિં?

ઉત્તર:—તેઓ માતપિતાની અપેક્ષા વગર ઉપજે છે તેથી તેઓ સમર્છિમ કહેવાય અને તેને મન હોય નહિ.

(૧૮) પ્રશ્ન:—સમૂર્છિમ તથા ગર્ભજ તિર્યંચ પંચેંદ્રિય જીવો કેટલી જાતના હોય છે?

ઉત્તર:—પાંચ જાતના, ૧ જળચર, ૨ સ્થળચર, ૩ ઉરપર, ૪ ભુજપર અને ખેચર.

(૧૯) પ્રશ્ન:—જળચર કોને કહેવાય?

ઉત્તર;—જે તિર્યંચ પંચેંદ્રિયો જળમાં ચાલે અને પ્રાય: જળમાં જ વસે તેને જળચર કહેવાય. જેવાં કે:—મચ્છ, કચ્છ—કાચબા, ગાહા, મગર, વગેરે અનેક પ્રકારના જળચર તિર્યંચ પંચેંદ્રિય હોય છે.

(૨૦) પ્રશ્ન:—સ્થળચર કોને કહેવાય ?
ઉત્તર:—જે તિર્યંચ પંચેંદ્રિય જમીન ઉપર ચાલે અને પ્રાય: જમીન ઉપરજ વસે તે સ્થળચર કહેવાય.

(૨) પ્રશ્ન;—સ્થળચર તિર્યંચ પંચેદ્રિય કેટલી જાતના છે ?
ઉત્તર:—ચાર જાતના—એકખુરા, દોખુરા, ગંડીપયા અને સણપયા.

(૨૨) પ્રશ્ન;—'એકખુરા' કોને કહેવાય ?
ઉત્તર:—જેને પગે એકજ ખરી હોય તે એકખુરા: જેવા કે—ઘોડા ગધેડાં વગેરે.

(૨૩) પ્રશ્ન:—'દોખુરા' કોને કહેવાય ?
ઉત્તર:—જેને પગે બે ખરી હોય તે દોખુરા: જેવા કે ગાય, ભેંસ વગેરે.

(૨૪) પ્રશ્ન:—'ગંડીપયા' કોને કહેવાય?
ઉત્તર:—જેના પગ તળિયેથી સુંહાળા સોનીની એરણને ઘાટે હોય તે 'ગંડીપયા' જેવાં કે:—હાથી, ગેંડા, ઊંટ વગેરે.

(૨૫) પ્રશ્ન:—'સણપયા' કોને કહેવાય?
ઉત્તર:—નહોરવાળા જીવ જેવા:કે સિંહ, વાઘ, કુતરાં, બિલાડાં વગેરે.

(૨૬) પ્રશ્ન:—'ઉરપર' કોને કહેવાય ?
ઉત્તર;—જે હૈયાભર ચાલે તે સર્પની જાત તેને ઉરપર કહેવાય.

(૨૭) પ્રશ્ન:—'ઉરપર' ના કેટલા ભેદ છે?
ઉત્તર:—બે; એક ફેણમાંડે તે અને બીજા ફેણ ના માંડે તે.

(૨૮) પ્રશ્ન:—ભુજપર કોને કહેવાય ?
ઉત્તર:—જે ભુજાએ તથા હૈયાભર ચાલે છે તે ભુજપર કહેવાય.

(૨૯) પ્રશ્ન:—તેના કેટલા ભેદ છે?
ઉત્તર:—અનેક ભેદ છે;—જેવાં કે:—નોળ, કોળ, ગોહ, ઉંદર, ખિસકોલી વગેરે.

(૩૦) પ્રશ્ન:—'ખેચર' કોને કહેવાય ?
ઉત્તર:—જે આકાશે ચાલે તે પંખીની જાત તે 'ખેચર' કહેવાય.

(૩૧) પ્રશ્ન:—'ખેચર'ના કેટલા ભેદ છે, અને કયા કયા ?
ઉત્તર:—ચાર. ૧ ચર્મપંખી ૨ રોમપંખી, ૩ વિતતપંખી, ૪ સમુગપંખી.

(૩૨) પ્રશ્ન:—'ચર્મપંખી' કોને કહેવાય ?
ઉત્તર:—જેની પાંખો ચામડાની હોય તે. જેવાં કે છાપા, વાગુલ વગેરે.

(૩૩) પ્રશ્નઃ—'રોમપંખી' કોને કહેવાય ?

ઉત્તરઃ—જેની પાંખો રોમરાયની હોય તે જેવાં કે, પોપટ, કબુતર, ચકલા વગેરે.

(૩૪) પ્રશ્નઃ—'વિતત પંખી' કોને કહેવાય ?

ઉત્તરઃ—જેની પાંખો સદા પહોળીજ રહે તે વિતતપંખી.

(૩૫) પ્રશ્નઃ—'સમુગ' પંખી કોને કહેવાય ?

ઉત્તરઃ—જેની પાંખો સદા બીડાયલીજ રહે તે સમુગપંખી.

(૩૬) પ્રશ્નઃ—'વિતત' પંખી તથા 'સમુગ' પંખી કોઈ ઠેકાણે તમારા જોવામાં આવ્યાં છે ?

ઉત્તરઃ—ના; તે બે જાતનાં પંખા અઢી દ્વીપ માંહે નથી હોતાં પણ અઢીદ્વીપ બહાર હોય છે.

(૩૭) પ્રશ્નઃ—અઢીદ્વીપ માંહે કેટલી જાતનાં પંખી રહે છે ?

ઉત્તરઃ—બે.—૧ ચર્મપંખી, અને ૨ રોમપંખા.

(૩૮) પ્રશ્નઃ—અઢીદ્વીપ બહાર કેટલી જાતનાં પંખા રહે છે ?

ઉત્તરઃ—ચારે જાતનાં.

(૩૯) પ્રશ્નઃ—માખી તથા ભમરો વગેરે ખેચર કહેવાય કે નહિ ?

ઉત્તરઃ—ના; તેઓ ચૌરેંદ્રિય છે અને તેથી વિકલેંદ્રિયમાં ગણાય.

(૪૦) પ્રશ્નઃ—પોરા જળચર કહેવાય કે નહિ ?

ઉત્તરઃ—તે પણ બેઇંદ્રિય છે માટે વિકલેંદ્રિયમાં ગણાય.

(૪૧) પ્રશ્નઃ—આપણે જળચર કહેવાઇએ કે સ્થળચર ?

ઉત્તરઃ—આપણે તો મનુષ્ય છિએ. અને જળચર સ્થળચર એવા ભેદો તિર્યંચ પંચેંદ્રિયના છે.

(૪૨) પ્રશ્નઃ—તિર્યંચના વિસ્તારથી કેટલા ભેદ થાય છે ?

ઉત્તરઃ—અડતાલીસ.

(૪૩) પ્રશ્નઃ—તિર્યંચના ૪૮ ભેદમાંથી એકેંદ્રિયના કેટલા ? વિકલેંદ્રિયના કેટલા ? અને તિર્યંચ પંચેંદ્રિયના કેટલા ?

ઉત્તરઃ—એકેંદ્રિયના ૨૨, વિકલેંદ્રિયના ૬, અને તિર્યંચ પંચેંદ્રિયના ૨૦ ભેદ, મળી કુલ ૪૮ ભેદ તિર્યંચના જાણવા.

(૪૪) પ્રશ્નઃ—એકેંદ્રિયના ૨૨ ભેદ કેમ થાય તે વિસ્તારથી સમજાવો.

ઉત્તરઃ—એકેંદ્રિય અથવા સ્થાવર જીવોના પાંચ ભેદ*છે તેમાં પૃથ્વીકાયના

* અગાઉ કહેવાઇ ગયા છે.

ચાદ ભેદ છે, ૧ સુક્ષ્મ પૃથ્વીકાયનો અપર્યાપ્તો, ૨ સુક્ષ્મ પૃથ્વીકાયનો પર્યાપ્તો, ૩ બાદર પૃથ્વીકાયનો અપર્યાપ્તો, ૪ બાદર પૃથ્વીકાયનો પર્યાપ્તો. એવીજ રીતે અપકાય, તેઉકાય અને વાયુકાયના પણ ચાર ચાર ભેદ છે. એટલે ચારેના મળીને સોળ ભેદ થાય. હવે વનસ્પતિ કાયના ૭ ભેદ છે તેમાં ૨ સુક્ષ્મના અને ૪ બાદરના તે ૭ ભેદ આ પ્રમાણે:-૧ સુક્ષ્મ વનસ્પતિકાયનો અપર્યાપ્તો ૨ સુક્ષ્મ વનસ્પતિકાયનો પર્યાપ્તો, ૩ બાદર પ્રત્યેક*વનસ્પતિકાયનો અપર્યાપ્તો, ૪ બાદર પ્રત્યેક વનસ્પતિકાયનો પર્યાપ્તો, ૫ બાદર સાધારણ વનસ્પતિકાયનો અપર્યાપ્તો, ૬ બાદર સાધારણ વનસ્પતિ કાયનો પર્યાપ્તો એ સર્વ મળીને બાવીશ ભેદ એકેંદ્રિયના જાણવા.

(૪૫) પ્રશ્ન:—વિકલેંદ્રિયના ૬ ભેદ કેવી રીતે ?

ઉત્તર:—બે ઇંદ્રિના બે ભેદ ૧ અપર્યાપ્તો અને ૨ પર્યાપ્તો. તે ઇંદ્રિયના બે ભેદ ૧ અપર્યાપ્તો અને ૨ પર્યાપ્તો. ચૌરેંદ્રિયના બે ભેદ ૧ અપર્યાપ્તો ૨ પર્યાપ્તો. ત્રણેના મળીને ૭ ભેદ થયા.

(૪૬) પ્રશ્ન:—તિર્યંચ પંચેંદ્રિયના ૨૦ ભેદ કેવી રીતે થયા ?

ઉત્તર:—તેની પાંચ જાત છે. જળચર, સ્થળચર, ઉરપર, ભુજપર અને ખેચર; તેમાં જળચરના ચાર ભેદ—૧ જળચર સમૂર્છિમનો અપર્યાપ્તો, ૨ જળચર સમૂર્છિમનો પર્યાપ્તો ૩ જળચર ગર્ભજનો અપર્યાપ્તો, ૪ જળચર ગર્ભજનો પર્યાપ્તો. એવીજ રીતે દરેકના ચાર ચાર ભેદ છે. કુલ ૨૦ ભેદ તિર્યંચ પંચેંદ્રિયના થયા.

(૪૭) પ્રશ્ન:—તિર્યંચ પંચેંદ્રિયના ૨૦ ભેદમાં સંજ્ઞીના કેટલા ભેદ અને અસંજ્ઞીના કેટલા ભેદ ?

ઉત્તર:—૧૦ સંજ્ઞીના (૫ ગર્ભજના અપર્યાપ્તા ને પર્યાપ્તા ) અને ૧૦ અસંજ્ઞીના (૫ સમૂર્છિમના અપર્યાપ્તા ને પર્યાપ્તા.)

(૪૮) પ્રશ્ન:—તિર્યંચ પંચેંદ્રિયના ૨૦ ભેદમાં અપર્યાપ્તાના કેટલા ભેદ અને પર્યાપ્તાના કેટલા ભેદ ?

ઉત્તર:—૧૦ અપર્યાપ્તાના—(૫ ગર્ભજના અને ૫ સમૂર્છિમના) ૧૦ પર્યાપ્તાના (૫ ગર્ભજના અને ૫ સમૂર્છિમના )

(૪૯) પ્રશ્ન:—તિર્યંના ૪૮ ભેદમાં ત્રસના કેટલા અને સ્થાવરના કેટલા ?

* પ્રત્યેક અને સાધારણ વનસ્પતિની સમજ મનોયત્ન ૬ ઠ્ઠામાં આપેલી છે.

ઉત્તર:—૨૬ ત્રસના (૨૦ પંચેંદ્રિયના તથા ૬ વિકલેંદ્રિયના) અને ૨૨ ભેદ સ્થાવરના.

(૫૦) પ્રશ્ન:—તિર્યંચના ૪૮ ભેદમાં અસંજ્ઞીના કેટલા ભેદ અને સંજ્ઞીના કેટલા ભેદ ?

ઉત્તર:—અસંજ્ઞીના ૩૮ ભેદ. (૨૨ એકેંદ્રિયના, ૬ વિકલેંદ્રિયના અને ૧૦ અસંજ્ઞી તિર્યંચ પંચેંદ્રિયના) અને સંજ્ઞીના ૧૦ ભેદ.

(૫૧) પ્રશ્ન:—સુક્ષ્મ એકેંદ્રિય કોને કહેવાય ?

ઉત્તર:—જે હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ અને આખા લોકમાં ભર્યા છે પણ આપણી નજરે આવે નહિ તે સુક્ષ્મ કહેવાય. તેને ફક્ત જ્ઞાનીજ જાણે અને દેખે અને તેનું આઉખું અંતર્મુહુર્તનું હોય છે.

(૫૨) પ્રશ્ન:—બાદર કોને કહેવાય ?

ઉત્તર:—જે આપણી નજરે આવે અથવા ન આવે, હણ્યા હણાય, માર્યા મરે, બાળ્યા બળે તેને બાદર કહીએ.

(૫૩) પ્રશ્ન:—તિર્યંચના ૪૮ ભેદમાં સુક્ષ્મના કેટલા ભેદ? અને બાદરના કેટલા ભેદ ?

ઉત્તર:—૧૦ સુક્ષ્મ. ( ૫ એકેંદ્રિયના અપર્યાપ્તા અને પર્યાપ્તા, ) અને ૩૮ બાદર.

---

## મનોયત્ન - ૧૪-ત્રીછાલોકે વ્યંતર દેવો.

---

(૧) પ્રશ્ન:—ત્રીછાલોકનો આકાર કેવો છે ?

ઉત્તર:—ગોળ—ઘંટીના પડ જેવો.

(૨) પ્રશ્ન:—ત્રીછા લોકની લંબાઇ, પહોળાઇ તથા જાડાઇ કેટલી છે ?

ઉત્તર:—તેની લંબાઈ અને પહોળાઈ એક રાજની—અસંખ્યાતા યોજનની અને જાડાઈ ૧૮૦૦ યોજનની છે.

(૩) પ્રશ્ન:—આપણી નીચે કેટલા યોજન સુધી ત્રીછોલોક કહેવાય છે ?

ઉત્તર:—નવસો યોજન સુધી.

(૪) પ્રશ્ન:—આપણી નીચેના નવસો યોજન સુધીમાં શું શું આવે છે ?

ઉત્તર:—પ્રથમ અહિંથી ૧૦ યોજન સુધી મૃતિકાપિંડ—માટીનો પિંડ

છે. પછી ૮૦ યોજનની પોલાર આવે છે તેમાં દશ જાતિનાં 'જંભકા' ( વાણવ્યંતરની જાતના ) દેવો રહે છે. તેની નીચે ૧૦ યોજનનો મૃતિકાપિંડ છે. એ સો યોજન થયા. તેની નીચે ૮૦૦ યોજનની પોલાર છે. તે પોલારમાં વ્યંતરદેવોનાં અસંખ્યાતાં નગર છે. આખા ત્રીછાલોકમાં અસંખ્યાતા દ્વીપોની નીચે વ્યંતર દેવોનાં અસંખ્યાતાં નગર આવેલાં છે.

(૫) પ્રશ્નઃ—અસંખ્યાતા સમુદ્રની નીચે વ્યંતરદેવોનાં નગર છે કે નહિ?

ઉત્તરઃ—ના; લવણ સમુદ્ર સિવાયના બીજા બધા સમુદ્રો એક હજાર યોજન સર્વ સ્થળે ઉંડા હોય છે. તે ઉંડાઈના ૧૦૦૦ યોજનમાંથી ૯૦૦ યોજન ત્રીછાલોકમાં અને સો યોજન અધોલોકમાં ગણાય છે. એ હજાર યોજન પછી તરતજ પહેલી નરકનો પહેલો પાથડો આવે છે; તેથી ત્યાં વ્યંતરનાં નગર નથી હોતાં.

(૬) પ્રશ્નઃ—વાણવ્યંતર દેવો કેટલી જાતના છે અને કયા કયા ?

ઉત્તરઃ—સોળ જાતના—૧ પિશાચ. ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ ૫ કિન્નર, ૬ કિંપુરિસ, ૭ મહોરગ, ૮ ગંધર્વ, ૯ આણ પન્ની ૧૦ પાણુપન્ની, ૧૧ ઈસિવાઈ, ૧૨ ભુઈવાઈ, ૧૩ કંદીય, ૧૪ મહા કંદીય, ૧૫ કોહંડ ૧૬ પયંગદેવ.

(૭) પ્રશ્નઃ—જંભકા દેવો કેટલી જાતના છે?

ઉત્તર—૧૦;—૧ આણજંભકા, ૨ પાણજંભકા, ૩ લયણ જંભકા, ૪ સયણ ૫ વત્થજંભકા. ૬ પુપ્ફજંભકા, ૭ ફલજંભકા, ૮ બીજજંભકા, ૯ વીજળુ જંભકા, ૧૦ અવિયત જંભકા.

(૮) પ્રશ્નઃ—વાણવ્યંતર તથા જંભકા દેવો કુલ કેટલા છે ?

ઉત્તરઃ—અસંખ્યાતા.

(૯) પ્રશ્નઃ—વાણવ્યંતરમાં દેવતા ઝાઝા છે કે દેવીઓ ?

ઉત્તર;—દેવીઓ ઝાઝી છે; કારણ કે એકેક દેવતાને ઓછામાં ઓછી ચાર ચાર દેવીઓ તો હોય છેજ.

(૧૦) પ્રશ્નઃ—વાણવ્યંતર દેવોનું આયુષ્ય કેટલું હોય છે ?

ઉત્તરઃ—તેમનું જઘન્ય એટલે થોડામાં થોડું દશ હજાર વર્ષનું અને ઉત્કૃષ્ટું એક પલ્યોપમનું આયુષ્ય હોય છે.

(૧૧) પ્રશ્નઃ—વાણવ્યંતરની દેવીનું આયુષ્ય કેટલું હોય છે ?

ઉત્તરઃ—જઘન્ય દશ હજાર વર્ષનું અને ઉત્કૃષ્ટું અર્ધપલ્યોપમનું.

(૧૨) પ્રશ્નઃ—વાણવ્યંતર દેવો મરીને કઈ ગતિમાં જાય ?
ઉત્તરઃ—બે ગતિમાં જાય–મનુષ્યમાં અને તિર્યંચમાં.

(૧૩) પ્રશ્નઃ—વાણવ્યંતરનાં નગર આપણી નીચે પોલારમાં છે તો ત્યાં સૂર્યનો પ્રકાશ કેમ પહોંચતો હશે ? ત્યાં ઘોર અંધારૂં રહેતું હશે કે શું ?
ઉત્તરઃ—એ નગરોમાં રત્નજડિત મોટા મોટા આવાસો છે, તે બધા સૂર્યની માફક ઝળહળી રહ્યાછે, વળી દેવતા દેવીઓનાં શરીરનો તેમજ આભરણાદિકનો પણ ભારે ઉદ્યોત હોય છે તેથી ત્યાં અંધકાર રહેવા પામતો નથી.

(૧૪) પ્રશ્નઃ—આપણે કદી એ નગરમાં દેવતા પણે ઉપન્યા હઇશું કે નહિ વારૂ ?
ઉત્તરઃ—હા; આપણે પણ અનંતીવાર દેવતા તેમજ દેવી પણે ત્યાં ઉપજી આવ્યા હતા.

(૧૫) પ્રશ્નઃ—કેવા મનુષ્યોને વાણવ્યંતરાદિ દેવો પણ સદા નમતા ભજતા રહે છે અને કાંઈ ઉપસર્ગ ( પરિષહ કે દુઃખ ) કરી શકતા નથી.
ઉત્તરઃ—તીર્થંકર, ચક્રવર્ત્તિ, બળદેવ, વાસુદેવ, ઉત્તમ સાધુ સાધ્વી, તેમજ બ્રહ્મચારી એટલે શુદ્ધ શિયળવ્રત પાળનારાં સ્ત્રી પુરૂષોને દેવતાઓ પણ નમસ્કાર કરે છે અને કાંઈપણ ઉપસર્ગ કરી શકતાજ નથી.

---

## મનોયત્ન ૧૫–આઠ કર્મ.

---

(૧) પ્રશ્નઃ—આપણા આત્મામાં અને સિદ્ધ ભગવંતના આત્મામાં તફાવત શો છે ?
ઉત્તરઃ—આપણો આત્મા આઠ કર્મથી અવરાયલો છે, બંધીખાને પડેલો છે અને સિદ્ધ ભગવંત કર્મના બંધનથી મુક્ત થએલા છે.

(૨) પ્રશ્નઃ—સિદ્ધ ભગવંતને અનંત જ્ઞાન છે અને આપણને નથી તેનું શું કારણ ?
ઉત્તરઃ—સિદ્ધ ભગવંતે જ્ઞાનાવરણીય કર્મ ખપાવ્યું છે અને આપણે તે ખપાવ્યું નથી. ( આંખમાં જેમ જોવાનો ગુણ છે તેમ સર્વ આત્મામાં અનંત જ્ઞાનગુણ રહેલો છે; પરંતુ જેમ આંખે પાટો બાંધેલો હોય તો કંઈ દેખાતું નથી તેમ આત્માને જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી જ્ઞાન પ્રગટ થતું નથી. જેટલે અંશે

જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય અથવા ઉપશમ થાય તેટલે અંશે જ્ઞાન પ્રગટ થાય છે.)

(૩) પ્રશ્ન:—સિદ્ધ ભગવંતને અનંતુ દર્શન-દેખવાનો ગુણ છે અને આપણને નથી તેનું શું કારણ?

ઉત્તર:—આપણને દર્શનાવરણીય કર્મ કે જે રાજાના પોળીયા સમાન છે તે નડે છે અને સિદ્ધ ભગવંતે તેનો ક્ષય કર્યો છે.

(૪) પ્રશ્ન:—સિદ્ધ ભગવંતને અનંતુ સુખ છે અને આપણને નથી તેનું શું કારણ?

ઉત્તર:—આપણને વેદનીય કર્મ કે જે મધ ખરડયા ખડગ સમાન છે તે નડે છે અને સિદ્ધ ભગવંતે તે વેદનીય કર્મ ખપાવ્યું છે.

(૫) પ્રશ્ન:—આપણામાં ક્રોધ, માન, માયા, લોભ વગેરે કષાયો છે અને સિદ્ધ ભગવંતને નથી તેનું શું કારણ?

ઉત્તર:—આપણે મોહની કર્મ કે જે મદ્યપાન સમાન બેભાન બનાવનારૂં છે તેને વશ છિયે અને સિદ્ધ ભગવંતે મોહનીય કર્મને સર્વથા ખપાવ્યું છે.

(૬) પ્રશ્ન:—આપણને ઘડપણ અને મરણનો ભય છે અને સિદ્ધ ભગવંતને નથી તેનું શું કારણ?

ઉત્તર:—આપણે આયુકર્મ ખપાવ્યું નથી અને સિદ્ધ ભગવંતે તેનો ક્ષય કર્યો છે તેથી તેઓ અજર અમર પદ પામ્યા છે.

(૭) પ્રશ્ન:—આપણે નારકી, તીર્યંચ, મનુષ્ય અને દેવતા એ ચાર ગતિમાં ભટકીએ છીએ અને જુદી જુદી જાતનાં શરીર ધારણ કરીએ છિએ અને સિદ્ધ ભગવંતને તેમ કરવું પડતું નથી તેનુ શું કારણ?

ઉત્તર:—આપણે નામ કર્મ ખપાવ્યું નથી અને સિદ્ધ ભગવંતે નામ કર્મનો ક્ષય કરેલો છે.

(૮) પ્રશ્ન:—આપણે ઉંચ નીચ ગોત્રે જન્મ લઇએ છીએ અને સિદ્ધ ભગવંત આત્માના મુળ ગુણને (અગુરૂલઘુ ગુણને) પામ્યા છે તેનું શું કારણ?

ઉત્તર:—આપણે ગોત્ર કર્મને વશ છિએ અને સિદ્ધ ભગવંતે તે કર્મ ખપાવ્યું છે.

(૯) પ્રશ્ન:—આપણને ઇપ્સિતાર્થ-ઇચ્છિત અર્થ સાધવામાં વારંવાર વિઘ્ન નડે છે અને સિદ્ધ ભગવંતે સર્વ અર્થ સાધ્યા છે તેનું શું કારણ?

ઉત્તર:—સિદ્ધ ભગવંતે અંતરાય કર્મ ખપાવ્યું છે અને આપણે ખપાવી શકયા નથી.

(૧૦) પ્રશ્ન:—આઠ કર્મનાં અનુક્રમે નામ કહો.

ઉત્તર:—જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અંતરાય.

(૧૧) પ્રશ્ન:—જ્ઞાનાવરણીય કર્મ એટલે શું ?

ઉત્તર:—જ્ઞાનને રોકનારૂં કર્મ.

(૧૨) પ્રશ્ન:—જ્ઞાનના મુખ્ય કેટલા ભેદ છે અને કયા કયા ?

ઉત્તર:—પાંચ: મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન:પર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન.

(૧૩) પ્રશ્ન:—મતિજ્ઞાન એટલે શું ?

ઉત્તર:—પાંચ ઇંદ્રિય તથા છઠ્ઠું મન એ છ વડે કરીને જે જાણવું થાય તેને મતિજ્ઞાન કહીએ.

(૧૪) પ્રશ્ન:—શ્રુતજ્ઞાન એટલે શું ?

ઉત્તર:—શાસ્ત્ર ભણવાથી કે સાંભળવાથી જે જ્ઞાન થાય તે શ્રુતજ્ઞાન કહેવાય.

(૧૫) પ્રશ્ન:—અવધિજ્ઞાન એટલે શું ?

ઉત્તર:—મર્યાદાને વિષે રહેલ જે રૂપી દ્રવ્ય તેને ઇંદ્રિયોની અપેક્ષા વિના જે જાણવું તે અવધિ જ્ઞાન.

(૧૬) પ્રશ્ન:—મન:પર્યવ જ્ઞાન એટલે શું ?

ઉત્તર:—અઢી દ્વીપની અંદર રહેલા પર્યાપ્તા સંજ્ઞી પંચેંદ્રિય જીવોના મનોગત ભાવને જણાવનારૂં જ્ઞાન તે મન:પર્યવ જ્ઞાન.

(૧૭) પ્રશ્ન:—કેવળજ્ઞાન એટલે શું ?

ઉત્તર:—લોકાલોકની અંદર રહેલા રૂપી અરૂપી દ્રવ્ય તથા સર્વ જીવોના અતિત, અનાગત અને વર્ત્તમાન કાળના સર્વ ભાવ જાણે તેને કેવળજ્ઞાન કહીએ.

(૧૮) પ્રશ્ન:—દર્શનાવરણીય કર્મ એટલે શું ?

ઉત્તર:—દર્શન એટલે દેખવાના ગુણને રોકનારૂં કર્મ.

(૧૯) પ્રશ્ન:—દર્શન કેટલાં છે ?

ઉત્તર:—ચાર; ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવળદર્શન.

(૨૦) પ્રશ્ન:—એ ચારે દર્શનની વ્યાખ્યા કહો.

ઉત્તર:—ચક્ષુવડે દેખવું તે ચક્ષુદર્શન, ચક્ષુવગરની બીજી ઇંદ્રિયથી દે-

ખવું તે અચક્ષુ દર્શન, મર્યાદામાં રહેલા રૂપી દ્રવ્યોને ઇંદ્રિયોની અપેક્ષા વિના દેખવા તે અવધિદર્શન, તથા સર્વ પદાર્થને સમય સમય પ્રત્યે દેખવા તે કેવળ દર્શન.

(૨૧) પ્રશ્ન:—વેદનીય કર્મના કેટલા ભેદ છે?

ઉત્તર:—બે: શાતા વેદનીય, અને અશાતા વેદનીય.

(૨૨) પ્રશ્ન:—શાતા વેદનીય અને અશાતા વેદનીય એટલે શું?

ઉત્તર:—સુખનો અનુભવ કરાવે તે શાતા વેદનીય અને દુ:ખનો અનુભવ કરાવે તે અશાતા વેદનીય.

(૨૩) પ્રશ્ન:—સિદ્ધ ભગવંતને શાતા વેદનીય છે કે અશાતા વેદનીય?

ઉત્તર:—ત્યાં વેદનીય કર્મ નથી પરંતુ આત્માનું સ્વાભાવિક અનંતું સુખ તેઓ અનુભવે છે.

(૨૪) પ્રશ્ન:—મોહનીય કર્મના મુખ્ય ભેદ કેટલા છે?

ઉત્તર:—બે; દર્શનમોહનીય અને ચારિત્ર મોહનીય.

(૨૫) પ્રશ્ન:—દર્શન મોહનીય કોને કહેવાય?

ઉત્તર:—દર્શન તે સમ્યક્ત્વ દર્શન અથવા સમકિત થવા દેવામાં આડે આવનારૂં કર્મ તે દર્શન મોહનીય કર્મ કહેવાય.

(૨૬) પ્રશ્ન:—સમકિત એટલે શું?

ઉત્તર:—સાચી માન્યતા. *

(૨૭) પ્રશ્ન:—ચારિત્ર મોહનીય કર્મ કોને કહેવાય?

ઉત્તર:—ચારિત્રને વિષે આડખીલ કરનારૂં કર્મ તે ચારિત્ર મોહનીય કર્મ.

(૨૮) પ્રશ્ન:—ચારિત્ર એટલે શું?

ઉત્તર:—આત્માને કર્મથી મુક્ત કરાવનારૂં સાધન; તપ, નિયમ, સંયમ, શીળ વગેરે ચારિત્ર કહેવાય.

(૨૯) પ્રશ્ન:—આયુકર્મના મુખ્ય ભેદ કેટલા છે?

ઉત્તર:—ચાર; નારકીનું આયુષ્ય, તિર્યંચનું આયુષ્ય, મનુષ્યનું આયુષ્ય અને દેવતાનું આયુષ્ય.

(૩૦) પ્રશ્ન:—નામ કર્મના કેટલા ભેદ છે?

ઉત્તર:—બે; શુભનામ અને અશુભનામ.

* સમકિત—તત્વને રૂડે પ્રકારે જાણીને તે ઉપર શ્રદ્ધા રાખવી, અથવા કુદેવ, કુગુરૂ અને કુધર્મ છાંડીને સુદેવ, સુગુરૂ અને સુધર્મને આરાધવા, તેનું નામ સમકિત.

(૩૧) પ્રશ્નઃ—નામ કર્મ કોને કહેવાય ?

ઉત્તરઃ—જેના ઉદયથી જીવ અરૂપી હોવા છતાં જુદી જુદી ગતિને વિષે જુદાં જુદાં રૂપ ધારણ કરે તે નામ કર્મ કહેવાય.

(૩૨) પ્રશ્નઃ—શુભ નામ કર્મના ઉદયથી શું થાય ?

ઉત્તરઃ—તેના ઉદયથી જીવ, ગતિ, જાતિ,* શરીર, અંગોપાંગ, રૂપ, લાવણ્ય, તથા યશોકિર્તિ વગેરે સારાં પામે.

(૩૩) પ્રશ્નઃ—અશુભનામ કર્મના ઉદયથી શું થાય ?

ઉત્તરઃ—તેના ઉદયથી જીવ, ગતિ, જાતિ, શરીર, અંગોપાંગ, રૂપ, લાવણ્ય તથા યશકિર્ત્તિ વગેરે સારાં પામે નહીં.

(૩૪) પ્રશ્નઃ—ગોત્રકર્મના મુખ્ય કેટલા ભેદ ?

ઉત્તરઃ—બે; ઉંચગોત્ર અને નીચ ગોત્ર.

(૩૫) પ્રશ્નઃ—ગોત્ર એટલે શું ?

ઉત્તરઃ—કુળ અથવા વંશ.

(૩૬) પ્રશ્નઃ—ઉંચગોત્ર કોને કહેવાય ?

ઉત્તરઃ—જાતિ, કુળ, બળ, રૂપ તથા ઐશ્વર્ય વગેરે ઉંચા પ્રકારના વખાણવા યોગ્ય જ્યાં હોય તે ઉંચ ગોત્ર કહેવાય.

(૩૭) પ્રશ્નઃ—નીચગોત્ર કોને કહેવાય ?

ઉત્તરઃ—જાતિ, કુળ, બળ, રૂપ તથા ઐશ્વર્ય વગેરે જ્યાં હીણા પ્રકારનાં હોય-વખાણવા યોગ્ય ન હોય તે નીચગોત્ર કહેવાય.

(૩૮) પ્રશ્નઃ—અંતરાય કર્મના કેટલા ભેદ છે ?

ઉત્તરઃ—પાંચ; દાનાંતરાય, લાભાંતરાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય, અને વીર્યાંતરાય.

(૩૯) પ્રશ્નઃ—દાનાંતરાય કર્મ કોને કહેવાય ?

ઉત્તરઃ—જેના ઉદયથી જીવ, છતી સામગ્રીએ તથા છતા પાત્રને સંયોગે દાન આપી શકે નહિ તે દાનાંતરાય.

(૪૦) પ્રશ્નઃ—લાભાંતરાય કર્મ કોને કહેવાય ?

ઉત્તરઃ—જેના ઉદયથી જીવને છતી જોગવાઈએ લાભની પ્રાપ્તિ થાય નહિ તેને લાભાંતરાય કર્મ કહીએ.

(૪૧) પ્રશ્નઃ—ભોગાંતરાય[1] કર્મ કોને કહેવાય ?

---

* જાતિ પાંચ છેઃ-એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય અને પંચેંદ્રિય.

૧. વસ્ત્ર, આભરણ, સ્ત્રી, ઘર વગેરે ભોગવવાં તેનું નામ ભોગ.

ઉત્તરઃ—ભોગની છતી સામગ્રીએ પણ જીવ જેના ઉદયથી ભોગ ભોગવી શકે નહિ તે ભોગાંતરાય કર્મ જાણવું.

(૪૨) પ્રશ્નઃ—ઉપભોગાંતરાય[૧] કર્મ કોને કહેવાય ?

ઉત્તરઃ—ઉપભોગની છતી સામગ્રીએ પણ જીવ જેના ઉદયથી ઉપભોગ ભોગવી શકે નહિ તે ઉપભોગાંતરાય કર્મ જાણવું.

(૪૩) પ્રશ્નઃ—વીર્યાંતરાય કર્મ કોને કહેવાય ?

ઉત્તરઃ—છતી શક્તિએ (બળ પરાક્રમ હોવા છતાં) અશક્તની પેઠે કાંઇ કરી શકે નહિ તે વીર્યાંતરાય કર્મ જાણવું.

(૪૪) પ્રશ્નઃ—કર્મની વ્યાખ્યા ટુંકમાં સમજાવો.

ઉત્તરઃ—જીવે કરીને હેતુઓવડે જે કરાય તે કર્મ.

(૪૫) પ્રશ્નઃ—સંસારી જીવોને કર્મબંધન છે અને સિદ્ધના જીવોને કર્મબંધન નથી તેનું શું કારણ ?

ઉત્તરઃ—કર્મબંધનના હેતુઓ એટલે કારણો હોય તોજ કર્મબંધન હોય, એવા હેતુઓ સંસારી જીવોને છે અને સિદ્ધ ભગવંતને નથી તેથી સિદ્ધ ભગવંતને કર્મબંધન પણ નથી. (જ્યાં કારણોનો અભાવ છે ત્યાં કાર્યનો પણ અભાવજ હોય.)

## મનોયત્ન ૧૬—આશ્રવ તત્વ અને સંવર તત્વ.

(૧) પ્રશ્નઃ—કર્મ બાંધવાના હેતુઓ અથવા કારણો કેટલાં છે ?

ઉત્તરઃ—પાંચ;* મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને જોગ.

(૨) પ્રશ્નઃ—એ પાંચ હેતુઓને અથવા કારણોને શાસ્ત્રમાં શું કહે છે ?

ઉત્તરઃ—આશ્રવ.

(૩) પ્રશ્નઃ—આશ્રવ કેટલા છે ?

ઉત્તરઃ—પાંચ; મિથ્યાત્વ, અવિરતિ વગેરે.

(૪) પ્રશ્નઃ—મિથ્યાત્વ એટલે શું ?

---

૧. આહાર, તંબોળ, ફળ, ફુલ વગેરે જે એકજ વાર ભોગવાય તે ઉપભોગ. * પ્રમાદ વર્જીને ચાર હેતુ પણ શાસ્ત્રમાં કહેલ છે.

ઉત્તરઃ—ખોટી માન્યતા.*

(૫) પ્રશ્નઃ—અવિરતિ એટલે શું ?

ઉત્તરઃ—વ્રત પચ્ચખાણથી રહિતપણું.

(૬) પ્રશ્નઃ—પ્રમાદ એટલે શું ?

ઉત્તરઃ—ધર્મકાર્યમાં આળસ કરવું તેનું નામ પ્રમાદ.

(૭) પ્રશ્નઃ—કષાય એટલે શું ?

ઉત્તરઃ—સંસારનો લાભ છે જેને વિષે તે, એટલે જેનાથી ભવભ્રમણ વધે છે તે કષાય કહેવાય છે. ક્રોધ, માન, માયા, લોભ તે કષાય.

(૮) પ્રશ્નઃ—જોગ એટલે શું ?

ઉત્તરઃ—મન, વચન, કાયાનો વ્યાપાર તે જોગ અથવા યોગ.

(૯) પ્રશ્નઃ—મન, વચન, કાયાને સારે રસ્તે પ્રવર્તાવીએ તો કેવા જોગ કહેવાય ?

ઉત્તરઃ—શુભ જોગ.

(૧૦) પ્રશ્નઃ—મન, વચન, કાયાને માઠે રસ્તે પ્રવર્તાવીએ તો કેવા જોગ કહેવાય?

ઉત્તરઃ—અશુભ જોગ.

(૧૧) પ્રશ્નઃ—આશ્રવમાં શુભ અશુભ એવા બે પ્રકાર છે કે નહિ ?

ઉત્તરઃ—હા. શુભ જોગથી શુભકર્મબંધન એટલે પુણ્ય થાય અને તે શુભાશ્રવ કહેવાય અને અશુભજોગથી અશુભકર્મબંધન એટલે પાપ થાય અને તે અશુભાશ્રવ કહેવાય.

(૧૨) પ્રશ્નઃ—પાંચે આશ્રવ આત્માને હિતકારી છે કે અહિતકારી ?

ઉત્તરઃ—અહિતકારી અને છાંડવા યોગ્ય છે. (માત્ર શુભજોગ આપણને આદરવા યોગ્ય છે.)

(૧૩) પ્રશ્નઃ—આશ્રવ, આત્માને અહિતકારી શા માટે ?

ઉત્તરઃ—આશ્રવવડે આત્મા કર્મથી ભારે થતો જાય છે કારણ કે આત્મા છે તે તળાવરૂપી છે અને તેમાં આશ્રવરૂપી ગરનાળાંથી સમયે સમયે કર્મરૂપી જળ આવ્યાંજ કરે છે અને તે કર્મના ઉદયથી આત્મા ચાર ગતિમાં ભટકે છે.

(૧૪) પ્રશ્નઃ—કર્મ આવતાં બંધ શી રીતે થઇ શકે ?

ઉત્તરઃ—આશ્રવ રૂપી દ્વાર બંધ કરવાથી.

---

* શ્રી વીતરાગ પ્રણિત તત્ત્વને જાણે કે સર્દહે નહિ તે મિથ્યાત્વ.

(૧૫) પ્રશ્ન:—આશ્રવરૂપી દ્વાર શી રીતે બંધ થાય?

ઉત્તર:—સર્વજ્ઞ પ્રણિત શાસ્ત્રોદ્વારા તત્ત્વજ્ઞાન ગ્રહણ કરી તે ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખે તો સમકિત થાય; સમકિત પ્રાપ્ત થયા પછી વ્રત પચ્ચખાણ આદરે—વિષય કષાય છાંડે તો કર્મ આવતાં અટકે.

(૧૬) પ્રશ્ન:—આવતાં કર્મને અટકાવવાં તેનું નામ શું?

ઉત્તર:—સંવર. (આશ્રવથી સંવર તદ્દન ઉલટા લક્ષણ વાળો છે.)

(૧૭) પ્રશ્ન:—સંવર કેટલા પ્રકારનો છે?

ઉત્તર:—પાંચ.—સમ્યક્ત્વ, વિરતિપણું, અપ્રમાદ, અકષાય અને શુભ જોગ.*

(૧૮) પ્રશ્ન:—સમ્યકત્વની પ્રાપ્તિ કેમ થાય? અને તેથી શો લાભ?

ઉત્તર:—તીર્થંકર પ્રણિત શાસ્ત્રોનો વિવેકપૂર્વક અભ્યાસ કરી તત્ત્વજ્ઞાન ગૃહણ કરે અને તે ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખે તો આત્મામાં સમ્યક્ત્વનો ગુણ પ્રગટ થાય અને તેથી મિથ્યાત્વરૂપી આશ્રવદ્વાર બંધ થાય.

(૧૯) પ્રશ્ન:—વિરતિપણું એટલે શું? અને તેથી શો લાભ?

ઉત્તર:—પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, રાત્રીભોજન વગેરે ત્યાગ કરવાનાં પચ્ચખાણ કરવાં એટલે તેનાથી વિરમવું તેનું નામ વિરતિપણું અને તેથી અવિરતિ રૂપ આશ્રવ દ્વાર બંધ થાય.

(૨૦) પ્રશ્ન:—વિરતિપણું કેટલા પ્રકારનું છે?

ઉત્તર:—બે પ્રકારનું; સર્વવિરતિ અને દેશવિરતિ.

(૨૧) પ્રશ્ન:—સર્વવિરતિ કોને કહેવાય?

ઉત્તર:—જેમણે ઉપર લખ્યા પ્રાણાતિપાતાદિક બોલોનો સર્વથા ત્યાગ કીધો છે એવા સાધુ મુનિરાજ સર્વવિરતિ કહેવાય.

(૨૨) પ્રશ્ન:—દેશવિરતિ કોને કહેવાય?

ઉત્તર:—જેઓ પોતાની શક્તિ અનુસાર વ્રત પચ્ચખાણ લે છે તેમજ લીધેલાં વ્રતોને ઉપયોગ સહિત પાળે છે એવાં શ્રાવકશ્રાવિકાઓ

---

* શુભજોગ નિશ્ચય નયે તો આશ્રવ કહેવાય પરંતુ પુણ્યબંધનનો હેતુ અને મોક્ષમાર્ગમાં સાધનભૂત હોવાથી તેને વ્યવહાર નયે સંવર કહ્યો છે; નિશ્ચય નયે તો અજોગીપણું તે સંવર કહેવાય.

દેશવિરતિ કહેવાય.

(૨૩) પ્રશ્નઃ—અપ્રમાદ એટલે શું ? અને તેથી શો લાભ ?

ઉત્તરઃ—પાંચ પ્રમાદને ટાળવા તેનું નામ અપ્રમાદ. અને તેથી પ્રમાદ રૂપી આશ્રવદ્વાર બંધ થાય.

(૨૪) પ્રશ્નઃ—પાંચ પ્રમાદ કયા કયા?

ઉત્તરઃ—મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા.

(૨૫) પ્રશ્ન;—અકષાય એટલે શું ? અને તેથી શો લાભ?

ઉત્તરઃ—ક્રોધાદિ કષાયનો ત્યાગ તે અકષાય, અને તેથી કષાય રૂપી આશ્રવદ્વાર બંધ થાય.

(૨૬) પ્રશ્નઃ—શુભજોગથી શો લાભ ?

ઉત્તરઃ—અશુભ જોગ રૂપી આશ્રવદ્વાર બંધ થાય.

(૨૭) પ્રશ્નઃ—સંવર તત્ત્વ જીવને હિતકારી છે કે અહિતકારી?

ઉત્તરઃ—હિતકારી અને આદરવા યોગ્ય છે.

## મનોયત્ન ૧૭–નારકી અને પરમાધામી.

(૧) પ્રશ્નઃ—ઘણું પાપ કરનાર જીવો મરીને કયાં જાય છે ?

ઉત્તરઃ—નરકે જાય છે.

(૨) પ્રશ્નઃ—નરક કેટલી છે ?

ઉત્તરઃ—સાત.

(૩) પ્રશ્નઃ—તે સાત નરકનાં નામ કહો.

ઉત્તરઃ—૧ ધમા, ૨ વંશા, ૩ શિલા, ૪ અંજણા, ૫ રિટ્ઠા, ૬ મઘા અને ૭ માઘવઇ.

(૪) પ્રશ્નઃ—તે સાતેનાં ગોત્ર—ગુણનિષ્પન્ન નામ કહો.

ઉત્તરઃ—૧ રત્નપ્રભા, ૨ શર્કરાપ્રભા, ૩ વાલુપ્રભા, ૪ પંકપ્રભા, ૫ ધૂમ્રપ્રભા, ૬ તમઃપ્રભા અને ૭ તમસ્તમઃપ્રભા.

(૫) પ્રશ્નઃ—તે સાતે નરક કયાં આવેલી છે ?

ઉત્તરઃ—આપણી નીચે પ્રથમ પહેલી નરક છે, ત્યાંથી અસંખ્ય યોજન હેઠે બીજી નરક છે, ત્યાંથી અસંખ્ય યોજન નીચે ત્રીજી નરક છે એમ એકેકથી અસંખ્ય યોજન હેઠે અનુક્રમે સાતે

નરક આવે છે. સૌથી નીચે છેલ્લા સાતમા નરક છે અને તેની નીચે અંત વગરનો અલોક છે.

(૬) પ્રશ્ન:—પહેલી નરક પૃથ્વી આપણાથી કેટલી વેગળી છે?

ઉત્તર:—આપણે પહેલી નરકનું ઉપલું પડ કે જે એક હજાર યોજનનું છે તેના ઉપલા પૃષ્ટ ઉપરજ રહીએ છીએ.

(૭) પ્રશ્ન:—નરકમાં ઉપજનારા જીવોને કેવા કહેવાય?

ઉત્તર:—નારકી.

(૮) પ્રશ્ન:—નારકી જીવોને માતા પિતા હોય કે નહિ?

ઉત્તર:—ના.

(૯) પ્રશ્ન:—નારકી જીવો શેમાં ઉપજે છે?

ઉત્તર:—નરકાવાસા માંહેલી કુંભીઓમાં.

(૧૦) પ્રશ્ન:—સાતે નરકના મળીને કુલ કેટલા નરકાવાસા છે?

ઉત્તર:—ચોરાશી લાખ.

(૧૧) પ્રશ્ન:—એકેકા નરકાવાસામાં કેટલી કુંભીઓ છે?

ઉત્તર:—અસંખ્યાતી.

(૧૨) પ્રશ્ન:—નારકી જીવો કેટલા છે?

ઉત્તર:—એકેક નરકમાં અસંખ્યાતા નારકી હોય છે.

(૧૩) પ્રશ્ન:—નારકી જીવોને નરકમાં શું દુઃખ છે?

ઉત્તર:—એકલું દુઃખજ છે; સુખ લેશ માત્ર પણ નથી. તેમને ક્ષેત્ર વેદના, અન્યોન્ય કૃત વેદના અને પરમાધામીકૃત વેદના એટલી બધી હોય છે કે તે સાંભળતાં આપણું હૃદય કંપી જાય.

(૧૪) પ્રશ્ન:—ક્ષેત્ર વેદના કેટલા પ્રકારની છે?

ઉત્તર:—દશ પ્રકારની—[1] ક્ષુધા, [2] તૃષા, [3] શિત, [4] ઉષ્ણ, [5] દાહ, [6] જ્વર, [7] ભય, [8] શોક, [9] ખરજ અને [10] પરવશપણું એ દશ પ્રકારની અનંતી ક્ષેત્ર વેદના છે.

(૧૫) પ્રશ્ન:—અન્યોન્ય વેદના એટલે શું?

ઉત્તર:—નારકીના જીવો માંહોમાંહે લડે છે અને દાંત તથા નખો વડે એક બીજાને વિલુરી ઘણું દુઃખ આપે છે તે અન્યોન્ય કૃત વેદના.

---

૧ ભૂખ, ૨ તરસ, ૩ ટાઢ, ૪ તાપ, ૫ બળતરા, ૬ તાવ, ૭ બીક, ૮ દિલગીરી, ૯ ખણવું તે ૧૦ પારકાની તાબેદારી.

(૧૬) પ્રશ્ન:—પરમાધામી કૃત વેદના તે શું ?
ઉત્તર:—પરમાધામી જાતના ઘણા ક્રુર દેવતાઓ હોય છે તે અધમ દેવતાઓ નારકીને છેદે છે, ભેદે છે અને અત્યંત દુઃખ આપે છે.

(૧૭) પ્રશ્ન:—એ દેવતાઓ પરમાધામી શાથી કહેવાય છે ?
ઉત્તર:—પરમ-અધર્મી એટલે ઘણાજ અધર્મી. નીચ જાતના દેવો હોવાથી તેઓ પરમાધામી કહેવાય છે.

(૧૮) પ્રશ્ન:—પરમાધામી દેવતાઓ નારકીને દુઃખ શા માટે આપતા હશે ?
ઉત્તર:—જેમ કેટલાંક નિર્દય અને નીચ માણસો બીજાં માણસોને કે જાનવરને દુઃખ આપીને આનંદ માને છે અને ગમતને ખાતર એવું અધર્મ કરે છે તેમ પરમાધામી દેવો નારકીને કાપી કટકા કરી તથા અનેક પ્રકારે દુઃખ આપીને મનમાં આનંદ માને છે.

(૧૯) પ્રશ્ન:—પરમાધામી દેવોને એથી પાપ લાગે કે નહિ વારૂ ?
ઉત્તર:—હા. તેમને પણ પાપ તો લાગે અને તેનાં ફળ પણ તેમને અવશ્ય ભોગવવાં પડે.

(૨૦) પ્રશ્ન:— પરમાધામી દેવો કેટલી જાતના છે ?
ઉત્તર:—પંદર જાતના. ૧ અંબ, ૨ અંબરીસ, ૩ શ્યામ, ૪ સબલ, ૫ રૂદ્ર, ૬ વૈરૂદ્ર, ૭ કાળ, ૮ મહાકાળ, ૯ અસિપત્ર, ૧૦ ધનુષ્ય, ૧૧ કુંભ, ૧૨ વાલુ, ૧૩ વેતરણી, ૧૪ ખરસ્વર, અને ૧૫ મહા ઘોષ.

(૨૧) પ્રશ્ન:—દરેક જાતના દેવતાઓ કેટલા છે ?
ઉત્તર:—અસંખ્યાતા.

(૨૨) પ્રશ્ન:—પરમાધારી દેવો નારકીના શરીરના કાપી કટકા કરી નાંખે છે છતાં નારકી જીવો મરતા નથી કેમ?
ઉત્તર:—નારકીને વૈક્રીય શરીર હોય છે. અને વૈક્રીય શરીરનો સ્વભાવ એવો છે કે તેના કાપી કટકા કરી નાંખે તો પણ પાછું હરણીયા પારાની પેઠ મળી જાય તેથી તેઓ અધુરે આઉખે મરતા નથી.

(૨૩) પ્રશ્ન:—નારકી જીવોનું આયુષ્ય કેટલું હોય છે?
ઉત્તર:—જઘન્ય ૧૦ હજાર વર્ષનું અને ઉત્કૃષ્ટું અસંખ્યાતા વર્ષનું.

(૨૪) પ્રશ્ન:—નારકીનું શરીર કેવું હોય ?
ઉત્તર:—અત્યંત કુરૂપ.

(૨૫) પ્રશ્ન:—નારકીની અવઘેણા કેટલી હોય છે ?
ઉત્તર:—પ્રત્યેક નરકને વિષે જુદી જુદી અવઘેણા કહી છે. સૌથી ઓછી અવઘેણા પહેલી નરકે અને સૌથી વધારે સાતમી નર્કે હોય છે.

(૨૬) પ્રશ્ન:—સાતમી નરકે વધારેમાં વધારે નારકીની કેટલી અવઘેણા હોય છે?
ઉત્તર:—પાંચસો ધનુષ્યની.

(૨૭) પ્રશ્ન:—મુળ શરીર કરતાં નાનું મોટું શરીર તેઓ કરી શકે કે નહિ ?
ઉત્તર:—હા; તેઓ વધારેમાં વધારે પોતાના શરીરથી બમણી અવઘેણા કરી શકે છે.

(૨૮) પ્રશ્ન:—નરકને વિષે પ્રકાશ હોય ખરો કે નહિ ?
ઉત્તર:—ના; ત્યાં સદા અંધકાર હોય છે.

(૨૯) પ્રશ્ન:—અંધારામાં તેઓ એક બીજાને દેખે શી રીતે ?
ઉત્તર:—તેઓને અવધિજ્ઞાન અથવા વિભંગજ્ઞાન* હોય છે.

(૩૦) પ્રશ્ન:—અવધિજ્ઞાન વડે તેઓ કેટલે સુધી જાણી દેખી શકે ?
ઉત્તર:—થોડામાં થોડું અરધો ગાઉ અને વધારેમાં વધારે ચાર ગાઉ સુધી.

(૩૧) પ્રશ્ન:—અવધિજ્ઞાન સૌથી વધારે કયાં હોય અને સૌથી ઓછું કયાં હોય?
ઉત્તર:—સૌથી વધારે પહેલી નરકે અને સૌથી ઓછું સાતમી નરકે.

(૩૨) પ્રશ્ન:—વેદના સૌથી વધારે કયાં હોય અને સૌથી ઓછી કયાં હોય ?
ઉત્તર:—સૌથી વધારે સાતમી નરકે અને સૌથી ઓછી પહેલી નરકે.

(૩૩) પ્રશ્ન:—નારકીને ઇંદ્રિયો કેટલી હોય છે ?
ઉત્તર:—પાંચે.

(૩૪) પ્રશ્ન:—આપણે કદી નારકી થયા હોઇશું ?
ઉત્તર:—હા.

(૩૫) પ્રશ્ન:—આપણે કદી પરમાધામી થયા હોઇશું ?
ઉત્તર:—હા.

* મિથ્યાત્વીનું અવધિજ્ઞાન તે વિભંગજ્ઞાન કહેવાય છે.

# મનોયત્ન ૧૮-કાલચક્ર.

(૧) પ્રશ્ન:--મનુષ્ય ક્ષેત્રમાં એટલે અઢીદ્વીપમાં ચંદ્રમા સૂર્ય વગેરે ચળ છે તેથી શો લાભ છે?

ઉત્તર:--દિવસ રાત્રી વગેરે થાય છે અને તેથી કાળનું પરિણામ થઇ શકે છે.

(૨) પ્રશ્ન:--કાળનું પરિણામ એટલે શું ?

ઉત્તર:--વખતનું માપ.

(૩) પ્રશ્ન:--આજ સવારથી કાલ સવાર સુધીના વખતને શું કહે છે ?

ઉત્તર:--એક દિવસ અથવા એક અહોરાત્રી.

(૪) પ્રશ્ન:--એક અહોરાત્રીની ઘડી કેટલી ?

ઉત્તર:--સાઠ.

(૫) પ્રશ્ન:--એક અહોરાત્રીના મુહુર્ત કેટલા ?

ઉત્તર:--ત્રીશ.

(૬) પ્રશ્ન:--એક મુહુર્તની ઘડી કેટલી ?

ઉત્તર:--બે.

(૭) પ્રશ્ન:--બે ઘડીની અથવા એક મુહુર્તની આવલિકા કેટલી ?

ઉત્તર:--એક ક્રોડ, સડસઠ લાખ, સત્યોતેર હજાર, બસેં સોળ. (૧૬૭૭૭૨૧૬)

(૮) પ્રશ્ન:--એક આવલિકાના અસંખ્યાતમા ભાગને શું કહે છે ?

ઉત્તર:--સમય.

(૯) પ્રશ્ન:--સમય એટલે શું ?

ઉત્તર:--અતિ સુક્ષ્મ કાળ કે જેના કેવળી ભગવાન પણ બે ભાગ કલ્પી શકે નહીં. કાળનો નાનામાં નાનો ભાગ.

(૧૦) પ્રશ્ન:--આંખ મીંચીને ઉઘાડીએ તેટલી વારમાં કેટલા 'સમય' વહી જાય ?

ઉત્તર:--અસંખ્યાતા.

(૧૧) પ્રશ્ન:--પખવાડીઉં, માસ, ઋતુ, + અયન તથા વરસ કોને કહેવાય છે ?

ઉત્તર:--પંદર દિવસનું ૧ પખવાડીઉં કહેવાય. બે પખવાડીએ એક

---

+ અયન એટલે સૂર્યનું ઉત્તર દક્ષિણ જવું.

માસ અથવા મહિનો થાય. બે મહિનાની એક ઋતુ થાય. ત્રણ ઋતુએ એક અયન થાય અને બે અયને એક વરસ થાય છે.

(૧૨) પ્રશ્નઃ—વરસની ઋતુ કેટલી ?

ઉત્તરઃ—છ.–૧ હેમંત, ૨ શિશિર, ૩ વસંત, ૪ ગ્રીષ્મ, ૫ વર્ષા અને ૬ શરદ.

(૧૩) પ્રશ્નઃ—પુર્વ કોને કહેવાય ?

ઉત્તરઃ—ચોરાશી લાખ વરસે એક પુર્વાંગ અને ચોરાશી લાખ પુર્વાંગે એક પુર્વ થાય. ( એક પુર્વનાં સીતેર લાખ છપન હજાર ક્રોડ વર્ષ થાય. )

(૧૪) પ્રશ્નઃ—પલ્યોપમ કોને કહેવાય ?

ઉત્તરઃ—અસંખ્યાતા પુર્વનો એક પલ્યોપમ* થાય.

(૧૫) પ્રશ્ન—સાગરોપમ* કેમ થાય ?

ઉત્તરઃ—દશ કોડા કોડી× પલ્યોપમનો એક સાગરોપમ થાય.

(૧૬) પ્રશ્નઃ—કાળચક્ર એટલે શું ?

ઉત્તરઃ—દશ કોડા કોડી સાગરોપમનો એક અવસર્પિણી કાળ અને દશ કોડા કોડી સાગરોપમનો એક ઉત્સર્પિણી કાળ તે બંને મળીને વીશ કોડા કોડી સાગરોપમનું એક 'કાળચક્ર' કહેવાય.

(૧૭) પ્રશ્નઃ—અવસર્પિણી તથા ઉત્સર્પિણી એટલે શું ?

ઉત્તરઃ—અવસર્પિણી એટલે આરાની ઘટતી દશા અને ઉત્સર્પિણી એટલે આરાની ચડતી દશા. અવસર્પિણી કાળમાં દિવસે દિવસે શુભ ભાવોની હાની થાય અને ઉત્સર્પિણી કાળમાં દિવસે દિવસે શુભ ભાવોની વૃદ્ધિ થાય.

(૧૮) પ્રશ્નઃ—આરાના ચડતા ઉતરતા ભાવ કયા ક્ષેત્રોમાં છે ?

ઉત્તરઃ—પાંચ ભરત તથા પાંચ ઇરવ્રત્ત મળીને દશ ક્ષેત્રોમાં ચઢતો ઉતરતો કાળ હોય છે.

(૧૯) પ્રશ્નઃ—એક અવસર્પિણી તથા એક ઉત્સર્પિણીના કેટકેટલા આરા થાય ?

* પલ્યોપમ અને સાગરોપમની વિશેષ સમજણ અત્ર વિસ્તાર ભયથી આપી નથી.

× ક્રોડને ક્રોડ ગુણા કરીએ ત્યારે ક્રોડાક્રોડ થાય.

ઉત્તરઃ—૭, ૭.

(૨૦) પ્રશ્નઃ—એ ૭ આરા સરખા હોય છે કે નાના મોટા ?

ઉત્તરઃ—નાના મોટા હોય છે.

(૨૧) પ્રશ્નઃ—એક કાળાચક્રના કેટલા આરા જાથા ?

ઉત્તરઃ—બાર.

(૨૨) પ્રશ્નઃ—એ બારઃઃઆરાનાં નામ કહો.

ઉત્તરઃ—પ્રથમ અવસર્પિણીના ૭ આરાનાં નામ. ૧ સુખમા સુખમા, ૨ સુખમા, ૩ સુખમા દુઃખમા, ૪ દુઃખમા સુખમા, ૫ દુઃખમા, ૬ દુઃખમા દુઃખમા. હવે ઉત્સર્પિણીના ૭ આરાનાં નામ કહે છે. ૧ દુઃખમા દુઃખમા, ૨ દુઃખમા, ૩ દુઃખમા સુખમા, ૪ સુખમા દુઃખમા ૫ સુખમા, ૬ સુખમા સુખમા.

(૨૩) પ્રશ્નઃ—એ બાર આરાના કાળનું પરિમાણ કહો.

ઉત્તરઃ—પ્રથમ અવસર્પિણી કાળના ૭ આરા, તેમાં પહેલો આરો ચાર ક્રોડાક્રોડી સાગરોપમનો, બીજો ત્રણ ક્રોડાક્રોડી સાગરોપમનો, ત્રીજો બે ક્રોડાક્રોડી સાગરોપમનો, ચોથો એક ક્રોડાક્રોડી સાગરોપમમાં બેંતાલીસ હજાર વર્ષ ઉણો, પાંચમો આરો એકવીશ હજાર વર્ષનો અને છઠ્ઠો આરો પણ એકવીશ હજાર વર્ષનો. કુલ દશ ક્રોડાક્રોડી સાગરોપમના ૭ આરા થયા. હવે ઉત્સર્પિણીના ૭ આરા રહ્યા તેમાં પહેલો આરો ૨૧૦૦૦ વર્ષનો, બીજો પણ ૨૧૦૦૦ વર્ષનો, ત્રીજો આરો એક ક્રોડાક્રોડી સાગરોપમમાં ૪૨૦૦૦ વર્ષનો ઉણો, ચોથો આરો બે ક્રોડાક્રોડી સાગરોપમનો, પાંચમો આરો ત્રણ ક્રોડાક્રોડી સાગરોપમનો અને છઠ્ઠો આરો ચાર ક્રોડાક્રોડી સાગરોપમનો છે. એવી રીતે બાર આરા અથવા વીશ ક્રોડાક્રોડી સાગરોપમે એક 'કાળ ચક્ર' થાય છે.

(૨૪) પ્રશ્નઃ—એ દરેક આરાનાં મનુષ્યોનું સુખ કેવું હોય છે ?

ઉત્તરઃ—પાંચ ભરત અને પાંચ ઇરવ્રત્ત એ દશ ક્ષેત્રનાં મનુષ્યોને અવસર્પિણીનો પહેલો આરો બેસતાં અને ઉત્સર્પિણીનો છેલ્લો આરો ઉતરતાં દેવકુર ઉત્તરકુર ક્ષેત્રનાં જુગલીયાંના જેવું ઉત્કૃષ્ટું સુખ, ત્રણ પલ્યોપમનું આયુષ્ય, ત્રણ ગાઉનું દેહમાન વગેરે હોય છે.

અવસર્પિણીનો પહેલો આરો ઉતરતાં અને બીજો આરો બેસતાં તથા ઉત્સર્પિણીનો પાંચમો આરો ઉતરતાં અને છઠ્ઠો આરો બેસતાં હરિવાસ અને રમ્યક્વાસ ક્ષેત્રનાં યુગલીયાંના જેવું સુખ, આયુષ્ય, દેહમાન વગેરે હોય છે,

અવસર્પિણીનો બીજો આરો ઉતરતાં અને ત્રીજો આરો બેસતાં તથા ઉત્સર્પિણીનો ચોથો આરો ઉતરતાં અને પાંચમો આરો બેસતાં હીમવય, હીરણવય ક્ષેત્રનાં યુગલીયાંના જેવું સુખ વગેરે હોય છે.

અવસર્પિણીનો ત્રીજો આરો ઉતરતાં અને ચોથો આરો બેસતાં તેમજ ઉત્સર્પિણીનો પણ ત્રીજો આરો ઉતરતાં અને ચોથો આરો બેસતાં મહાવિદેહ ક્ષેત્રનાં મનુષ્યો જેવું સુખ હોય છે.

અવસર્પિણીનો ચોથો આરો ઉતરતાં અને પાંચમો આરો બેસતાં તથા ઉત્સર્પિણીનો બીજો આરો ઉતરતાં અને ત્રીજો આરો બેસતાં દુઃખ ઘણું અને સુખ થોડું હોય છે.

અવસર્પિણીનો પાંચમો આરો ઉતરતાં અને છઠ્ઠો આરો બેસતાં તેમ-જ ઉત્સર્પિણીનો પહેલો આરો ઉતરતાં અને બીજો આરો બેસતાં એકલું દુઃખજ હોય છે.

અવસર્પિણીનો છઠ્ઠો આરો ઉતરતાં * અને ઉત્સર્પિણીનો પહેલો આરો બેસતાં એકલું દુઃખજ દુઃખ હોય છે.

(૨૫) પ્રશ્નઃ—અહિં હમણાં કયો કાળ અને કયો આરો વર્તે છે?

ઉત્તરઃ—અવસર્પિણી કાળ અને પાંચમો આરો.

(૨૬) પ્રશ્નઃ—એક કાળચક્રમાં ભરત, ઈરવૃત્ત મધ્યે જુગલના આરા કેટલા?

ઉત્તરઃ—અવસર્પિણીના પહેલા ત્રણ અને ઉત્સર્પિણીના છેલ્લા ત્રણ મળીને છ આરા જુગલના જાણવા.

(૨૭) પ્રશ્નઃ—પુદ્દગલ પરાવર્તન કોને કહેવાય?

ઉત્તરઃ—અનંતા કાળચક્રે એક પુદ્દગલ પરાવર્તન થાય.

(૨૮) પ્રશ્નઃ—આપણા જીવે સંસારમાં ભટકતાં કેટલા પુદ્દગલ પરાવર્તન કીધા.

ઉત્તરઃ—અનંતા.

* અવસર્પિણીનો છઠ્ઠો આરો ઉતરે તેજ ક્ષણે ઉત્સર્પિણીનો છઠ્ઠો આરો બેસે છે.

# મનોયત્ન ૧૯—ત્રેસઠ શલાકા પુરૂષો.

(૧) પ્રશ્નઃ—આ અવસર્પિણી કાળમાં આપણા ભરતક્ષેત્રમાં તીર્થંકર કેટલા થયા?
ઉત્તરઃ—ચોવીશ.

(૨) પ્રશ્નઃ—બાકી રહેલા ચારે ભરત અને પાંચે ઈરવૃત્ત મધ્યે કેટલા તીર્થંકર થયા?
ઉત્તરઃ—તે દરેક ભરત અને ઇરવૃત્તમાં ચોવીશ ચોવીશ તીર્થંકરો આ અવસર્પિણીમાં થયા.

(૩) પ્રશ્નઃ—એક કાળચક્રમાં એકેક ક્ષેત્રમાં કેટલી ચોવીશી થાય?
ઉત્તરઃ—બે ( એક અવસર્પિણીમાં અને એક ઉત્સર્પિણીમાં. )

(૪) પ્રશ્નઃ—એક પુદ્‌ગલ પરાવર્તનમાં કેટલી ચોવીશી થાય?
ઉત્તરઃ—અનંતી.

(૫) પ્રશ્નઃ—આગળ કેટલી ચોવીશી થઈ હશે?
ઉત્તરઃ—અનંતી.

(૬) પ્રશ્નઃ—આવતા કાળે કેટલી ચોવીશી થશે?
ઉત્તરઃ—અનંતી-જેનો અંત નહિ તેટલી.

(૭) પ્રશ્નઃ—તીર્થંકર કયા કયા આરામાં થાય?
ઉત્તરઃ—ત્રીજા અને ચોથા આરામાં.

(૮) પ્રશ્નઃ—આ અવસર્પિણીમાં આપણા ભરતક્ષેત્રમાં થયેલા ૨૪ તીર્થંકરનાં નામ બોલો.
ઉત્તરઃ—૧ ઋષભદેવસ્વામિ, ૨ અજીતનાથસ્વામિ, ૩ સંભવનાથસ્વામિ, ૪ અભિનંદનસ્વામિ, ૫ સુમતિનાથસ્વામિ, ૬ પદ્મપ્રભુસ્વામિ, ૭ સુપાર્શ્વનાથસ્વામિ, ૮ ચંદ્રપ્રભસ્વામિ, ૯ સુવિધિનાથસ્વામિ, ૧૦ શિતળનાથસ્વામિ, ૧૧ શ્રેયાંસનાથસ્વામિ, ૧૨ વાસુપુજ્ય-સ્વામિ, ૧૩ વિમળનાથસ્વામિ, ૧૪ અનંતનાથસ્વામિ, ૧૫ ધર્મનાથસ્વામિ, ૧૬ શાંતિનાથસ્વામિ ૧૭ કુંથુનાથસ્વામિ, ૧૮ અરનાથસ્વામિ, ૧૯ મલ્લીનાથસ્વામિ, ૨૦ મુનીસુવ્રતસ્વામિ, ૨૧ નમિનાથસ્વામિ ૨૨ નેમનાથસ્વામિ ૨૩ પાર્શ્વનાથસ્વામિ, ૨૪ મહાવીરસ્વામિ.

(૯) પ્રશ્નઃ—એ ચોવીશ તીર્થંકરમાં ત્રીજા આરામાં કેટલા થયા અને ચોથા આરામાં કેટલા થયા?

ઉત્તર:—એક પહેલા તીર્થંકર ત્રીજા આરામાં અને શેષ બધા તીર્થંકર ચોથા આરામાં થયા.

(૧૦) પ્રશ્ન:—ઋષભદેવ ભગવાનનું બીજું નામ શું છે?

ઉત્તર:—આદિનાથ, આદિ જીનેશ્વર અથવા આદિશ્વર.

(૧૧) પ્રશ્ન:—એ નામ શાથી પડયું ?

ઉત્તર:—તેમણે જુગલા ધર્મ નિવારીને ધર્મની આદિ કરી તેથી આદિનાથ નામ પડયું.

(૧૨) પ્રશ્ન:—ઋષભદેવ ભગવાને બીજું શું કર્યું ?

ઉત્તર:—પુરૂષોની બહુંતેર કળા તથા સ્ત્રીઓની ચોસઠ કળાઓ લોકોને શિખવી.

(૧૩) પ્રશ્ન:—પ્રથમ કળાઓ શિખવી કે પ્રથમ ધર્મ સ્થાપ્યો ?

ઉત્તર:—પહેલાં કળાઓ શિખવી અને પછી રાજ્યપાટ છોડી દિક્ષા લીધી. દિક્ષા લીધા પછી ૧૦૦૦ વર્ષે કેવળજ્ઞાન થયું અને કેવળજ્ઞાન થયા પછી ધર્મની સ્થાપના કીધી એટલે ભરત ક્ષેત્રમાં ચાર તીર્થ વિચ્છેદ ગયાં હતાં તે ફરી સ્થાપ્યાં.

(૧૪) પ્રશ્ન:—ઋષભદેવ ભગવાનને કેટલા પુત્રો હતા ?

ઉત્તર:—સો.

(૧૫) પ્રશ્ન:—તેમના સોથી મોટા પુત્રનું નામ શું ?

ઉત્તર:—ભરત.

(૧૬) પ્રશ્ન:—ભરતરાજા કયી મોટી પદવી પામ્યા હતા ?

ઉત્તર:—ચક્રવર્તિ રાજાની.

(૧૭) પ્રશ્ન:—ચક્રવર્તિ રાજા કોને કહેવાય ?

ઉત્તર:—જેઓ ચક્રવડે ભરતક્ષેત્રના છએ ખંડ સાધે તેમજ જેઓ ચૌદ રત્ન તથા નવ નિધાન વગેરે મોટીના ઋદ્ધિના ધણી હોય તે ચક્રવર્તિ કહેવાય.

(૧૮) પ્રશ્ન:—એક એક ચોવીશીમાં એવા ચક્રવર્તિ કેટલા થાય ?

ઉત્તર:—બાર.

(૧૯) પ્રશ્ન:—આપણા ભરત ક્ષેત્રમાં થએલા બાર ચક્રવર્તિનાં નામ કહો.

ઉત્તર:—૧ ભરત, ૨ સગર, ૩ મધવા, ૪ સનંતકુમાર, ૫ શાંતિનાથ, ૬ કુંથુનાથ, ૭ અરનાથ, ૮ સુભુમ, ૯ મહાપદ્મ, ૧૦ હરિષેણ, ૧૧ જય, ૧૨ બ્રહ્મદત્ત.

(૨૦) પ્રશ્ન:—શાંતિનાથ, કુંથુનાથ અને અરનાથનાં નામ તીર્થંકર અને ચક્રવર્તિ બંનેમાં આવ્યાં તેનું શું કારણ ?

ઉત્તર:—તેઓ પ્રથમ ચક્રવર્તિ રાજા હતા અને પછી સંયમ લઈ તીર્થંકર પદ પામ્યા હતા.

(૨૧) પ્રશ્ન:—ચક્રવર્તિ મરીને કઈ ગતિમાં જાય ?

ઉત્તર:—જેઓ ચક્રવર્તિની ઋદ્ધિ છાંડી સંયમ લે છે તેઓ તો અવશ્ય મોક્ષ અથવા દેવલોકે જાય છે. અને ચક્રવર્તિ પણેજ જેઓ મરે છે તેઓ નિશ્ચે નરકે જાય છે.

(૨૨) પ્રશ્ન:—ચક્રવર્તિથી અર્ધું રાજ્ય અને અર્ધી ઋદ્ધિના ધણી જે રાજાઓ થઇ ગયા તેઓ કેવા કહેવાય છે ?

ઉત્તર:—વાસુદેવ અથવા અર્ધચક્રી.

(૨૩) પ્રશ્ન:—વાસુદેવ કેટલા ખંડ જીતે ?

ઉત્તર:—ત્રણ–દક્ષિણ ભરતના.

(૨૪) પ્રશ્ન:—એક ચોવીશામાં એવા વાસુદેવ કેટલા થાય ?

ઉત્તર:—નવ.

(૨૫) પ્રશ્ન:—ભરતક્ષેત્રમાં થએલ નવ વાસુદેવનાં નામ કહો.

ઉત્તર:—૧ ત્રિપુષ્ટ તે મહાવીરનો જીવ, ૨ દ્વિપુષ્ટ, ૩ સ્વયંભૂ ૪ પુરૂષોત્તમ, ૫ પુરૂષસિંહ, ૬ પુરૂષ પુંડરિક, ૭ દત્ત, ૮ નારાયણ, ૯ કૃષ્ણ.

(૨૬) પ્રશ્ન:—વાસુદેવ મરીને કયાં જાય ?

ઉત્તર:—નરકે જાય ?

(૨૬) પ્રશ્ન:—વાસુદેવના ભાઇને શું કહે છે ?

ઉત્તર:—બળદેવ.

(૨૭) પ્રશ્ન:—વાસુદેવના બધા ભાઇઓ બળદેવ કહેવાય ?

ઉત્તર:—ના; તેમના મોટેરાભાઈ અને ચાર હજાર દેવતાઓ જેની સેવા કરે તે બળદેવ.

(૨૮) પ્રશ્ન:—વાસુદેવના તાબામાં કેટલા દેવો હોય ?

ઉત્તર:—આઠ હજાર.

(૨૯) પ્રશ્ન:—ચક્રવર્તિની સેવામાં કેટલા દેવતા રહે ?

ઉત્તર:—સોળ હજાર.

(૩૦) પ્રશ્ન:—એક ચોવીશામાં બળદેવ કેટલા થાય ?

ઉત્તરઃ—નવ.

(૩૧) પ્રશ્નઃ—આ ચોવીશીમાં થયેલા નવ બળદેવનાં નામ કહો.

ઉત્તરઃ—૧ અચળ, ૨ વિજય, ૩ ભદ્ર, ૪ સુપ્રભ, ૫ સુદર્શન ૬ આનંદ, ૭ નંદન, ૮ રામ ૯ બળભદ્ર.

(૩૨) પ્રશ્નઃ—બળદેવ મરીને ક્યાં જાય ?

ઉત્તરઃ—વાસુદેવના મરણથી વૈરાગ્ય પામી બળદેવ અવશ્ય દિક્ષા લે છે અને મરીને મોક્ષ અથવા દેવલોકે જાય છે.

(૩૩) પ્રશ્નઃ—વાસુદેવની પેઠે બીજો કોઇ રાજા ત્રણ ખંડ જીતે ખરો ?

ઉત્તરઃ—હા; પ્રતિવાસુદેવ પણ ત્રણ ખંડ જીતે છે.

(૩૪) પ્રશ્નઃ—પ્રતિવાસુદેવ કોને કહેવાય ?

ઉત્તરઃ—વાસુદેવના પ્રતિપક્ષી તે પ્રતિવાસુદેવ.

(૩૪) પ્રશ્નઃ—પ્રતિવાસુદેવ કોને હાથે હણાય ?

ઉત્તરઃ—વાસુદેવ અને પ્રતિ વાસુદેવ વચ્ચે અવશ્ય યુદ્ધ થાય અને પ્રતિ વાસુદેવને હણી વાસુદેવ તેણે જીતેલા ત્રણ ખંડ જીતી લે છે.

(૩૬) પ્રશ્નઃ—નવ પ્રતિ વાસુદેવનાં નામ કહો.

ઉત્તરઃ—૧ અશ્વગ્રીવ, ૨ તારક, ૩ મેરક, ૪ મધુ, ૫ નિશુંભ, ૬ જાલંદ્ર ૭ પ્રલ્હાદ, ૮ રાવણ, ૯ જરાસંધ.

(૩૭) પ્રશ્નઃ—તીર્થંકર, ચક્રવર્તિ, વાસુદેવ, બળદેવ અને પ્રતિ વાસુદેવ એ બધા કેવા પુરૂષો કહેવાય ?

ઉત્તરઃ—શલાકી.

(૩૮) પ્રશ્નઃ—શલાકા પુરૂષો એટલે ?

ઉત્તરઃ—પ્રખ્યાત પુરૂષો.

(૩૯) પ્રશ્નઃ—પ્રત્યેક ચોવીશીમાં શલાકા પુરૂષો કુલ કેટલા થાય ?

ઉત્તરઃ—ત્રેસઠ.



# મફતની વાતો!

## ૭ બુકો તદ્દન મફત મળે!

☛ નીચેની ચાર બુકો 'જૈન સમાચાર' અઠવાડીક પત્રના ગ્રાહકોને ૧૯૦૮-૯ ની સાલની ભેટ તરીકે તદ્દન મફત મળે છેઃ—

(૧) દિવ્યયાત્રા. (૩) નિત્યનિયમ.

(૨) સુદર્શન નૉવેલ. (૪) શાળોપયોગી જૈન પ્રશ્નોત્તર.

આ ૪ બુકોનું પોષ્ટ ખર્ચ રૂ. ०। તથા 'જૈન સમાચાર' નું વાર્ષિક લવાજમ રૂ. ૩) મળી કુલ રૂ. ૩। ભરનારને ઉપલાં ૪ પુસ્તકો મફત મળે છે.

તે ઉપરાંત વળી રૂ. ૫) ની કીમતનું 'જૈન તત્વપ્રકાશ' નામનું ૧૨૫ ફરમાનું-૧૦૦૦ મોટાં પાનાંવાળું-મનહર પાકાં પુંઠાં અને સોનેરી નામવાળું પુસ્તક જોઇશે તો માત્ર રૂ. ૨) લઇને આપવામાં આવશે. [ માત્ર પેપરના ગ્રાહકનેજ આ લાભ મળશે.]

☛ નીચેની ૪ બુકો—'જૈનહિતેચ્છુ' માસિક પત્રના ગ્રાહકોને ૧૯૦૮-૯ ની સાલની ભેટ તરીકે તદ્દન મફત મળે છેઃ—(૧) દીવ્યયાત્રા, (૨) નિત્યનિયમ. (૩) સુખનો ગુપ્તભેદ. (૪) ચોથી ભેટનું નામ હવે પછી જણાવીશું.

આ ૪ ભેટોનું પોષ્ટ ખર્ચ ૦-૩-૦ તથા 'જૈનહિતેચ્છુ' નું વાર્ષિક લવાજમ ૧-૩-૦ મળી કુલ રૂ. ૧-૬-૦ ભરનારને ઉપલી ૪ ભેટો મફત મળે છે.

## એક વધુ ભેટ.

ઉપલાં બન્ને પેપર ખરીદનારને ઉપર કહેલી ભેટોની એકેક નકલ ઉપરાંત "રતલામ કૉન્ફરન્સનો રીપોર્ટ" નામની આઠ આનાની બુક એક વધારે ભેટ તરીકે મળશે.

વિચાર થતો હોય તો નીચેના શીરનામે હમણાંજ નામ નોંધાવો—

**મેનેજર, 'જૈન સમાચાર' ઑફિસ, પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ**